# GUJARATI ESSAYS.

# (ગુજરાતી નિબંધો.)

BY

Veerbal. H. Mehta.

*ssistant Teacher, Sarvajanik High School,*

*Surat.*

---

Price.

*0-12-0*

---

Printed at

*" Deshi Mitra " Engine Printing Press,*

SURAT.

1909.

To

The Cherished Memory

OF

My Revered Father.

# PREFACE.

---

The writer of the following pages has nothing more to say, by way of preface, than that they are an humble attempt to offer to students studying Gujarati in High schools such help and guidance in essay-writing as he thought were necessary. The themes chosen fall only under one class of of essays viz Expositary. It is the expositary essay that puzzles the student most, and the book has therefore been devoted to the discussion of such subjects only.

Sarvajanik High School,
Surat.
30 August 1909.

V. H. Mehta.

---

# સુચિપત્ર.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૪ | સકાય | શકાય |
| ૨ | ૧૩ | હેતું | હેતુ |
| ૪ | ૨ | સદ્વૃત્તીયો | સદ્વૃત્તિયો |
| ,, | ,, | શક્તિી | શક્તિ |
| ૫ | ૮ | સંગર્ગ | સંસર્ગ |
| ,, | ૧૭ | આર્વિર્ભૂત | આવિર્ભૂત |
| ૬ | ૮ | Parograph | Paragraph |
| ,, | ૧૮ | કહેતુ | કહેતું |
| ,, | ૨૦ | છાંપ | છાપ |
| ,, | ૨૨ | સુચક | સૂચક |
| ૭ | ૪ | સકાતુ | શકાતું |
| ,, | ૧૦ | પિપિતિકા | પિપિલિકા |
| ,, | ,, | શાર્દુલ | શાર્દૂલ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૯ | સકાત | શકાત |
| ૯ | ૧૫ | સાહ્લત્ય | સાહિત્ય |
| ૧૦ | ૯ | ચારેપાસ | "ચારે પાસ |
| ૧૧ | ૧૮ | પરંતુવિદ્યાર્થીઓને | વિદ્યાર્થીઓને |
| ૧૨ | ૧૬ | સકાય | શકાય |
| ૧૩ | ૨ | કેં | કે |
| ,, | ૩ | વર્ણજોનો | વર્ણનોનો |
| ૧૪ | ૧૯ | જ્ઞાનની અગાધ છે | જ્ઞાનની સત્તા અગાધ છે |
| ૧૫ | ૧ | સકયા | શકયા |
| ૧૫ | ૮ | સકાય | શકાય |
| ,, | ૧૩ | ઢાકાની | ઢાકાની |
| ,, | ૧૪ | સકતું | શકતું |
| ૧૬ | ૪ | સકાતું | શકાતું |
| ૨૦ | ૧૦ | સકિયે | શકીએ |
| ૨૧ | ૧૬ | ઉદ્યોગ | ઉદ્યોગ |
| ૨૪ | ૭ | હોઇ | હોઇએ |
| ૨૭ | ૮ | ઐકમાં | એકમાં |
| ૩૧ | ૧૩ | ઇાહ્લહાસનો | ઇતિહાસનો |
| ૩૨ | ૧ | માતૃભૂમિના | માતૃભૂમિની |
| ,, | ૧૬ | વિદ્યાભ્યાસને | વિદ્યાભ્યાસનો |
| ૩૫ | ૯ | ઐાતહાસિક | ઐતિહાસિક |
| ,, | ૨૧ | વિશેશ | વિશેષ |
| ૩૬ | ૬ | મધુરસ | મધુર રસ |
| ,, | ૧૬ | ઉત્પન્ન | ઉત્પન્ન |
| ૩૮ | ૮ | નિરૂઉપયોગી | નિરૂપયોગી |
| ૩૯ | ૧૭ | આવશ્કયતા | આવશ્યકતા |
| ૪૦ | ૧૮ | વદ્ધાવસ્થા | વૃદ્ધાવસ્થા |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૨૨ | શોધે | શોધે, |
| ૪૨ | ૧૩ | ધ્રઢતા | દ્રઢતા |
| ૪૩ | ૨૨ | દેશ હતિના | દેશ હિતના |
| ૪૪ | ૧ | **सीदंती** | **सीदंति** |
| | , | **गात्राणी** | **गात्राणि** |
| ૪૪ | ૭ | યૌદ્ધા | યોદ્ધા |
| ,, | ૮ | સુચિત | સૂચિત |
| ૪૫ | ૮ | સિક્ષક | શિક્ષક |
| ૪૭ | ૬ | દોશ | દોષ |
| ૫૧ | ૬ | ઉદેશ | ઉદ્દેશ |
| ૫૮ | ૧૨ | ઉષન્ન | ઉત્પન્ન |
| ૬૦ | ૧૧ | ઉધેગવાદી | ઉદ્યોગવાદી |
| ૬૫ | ૧૦ | દુષ્ણુના | દુષણુના |
| ૭૮ | ૩ | त | તે |
| ૮૩ | ૧૨ | દુરપયોગ | દુરૂપયોગ |
| ,, | ૧૮ | **कार्येशु** | **कार्येषु** |
| ૮૬ | ૨૩ | મારગે | માર્ગે |
| ૮૭ | ૧૦ | ગ્રહસ્થાશ્રમ, | ગૃહસ્થાશ્રમ |
| | | (ઘણે સ્થળે ગૃ ને બદલે [illegible] | તે સુધારી લેવો) |
| ૯૯ | ૨૨ | સ્ભાવ | સ્વભાવ |
| ૧૦૬ | ૧ | વર્તમાન પત્રોમાંના | વર્તમાન પત્રોના |
| ,, | ૨ | વર્તમા પત્રો | વર્તમાન પત્રો |
| ,, | ૬ | વર્ત માત્રો | વર્તમાન પત્રો |
| ૧૧૧ | ૯ | કારણુ કે | કારણુ |
| ૧૧૩ | ૨૦ | તથા શોધવામાં | વળી શોધવામાં |
| ૧૨૦ | ૧૦ | જ્યારે કરવાને | જ્યારે કાર્ય કરવાનો |

# GUJARATI ESSAYS.



## निबंध लेखन.

કોઇ પણ વિષયનો અભ્યાસ કરવો શરૂ કરીએ ત્યાર પહેલાં તે વિષયનું સામાન્ય સ્વરૂપ સમજી લેવું યોગ્ય છે, એટલે, આ પ્રસંગે આપણે નિબંધ એટલે શું તે સમજી લેવાની જરૂર છે. નિબંધ લેખનમાં ગુજરાતી સાહિત્યકારોની પ્રવૃત્તિ ક્યારથી થઇ, એ પ્રવૃત્તિનો વિકાસ કેમ, કેવો, અને કેટલો થયો છે, અને એ વિષયમાં હજુ કેટલું કરવાનું બાકી છે એ સર્વની ચર્ચા અમુક વર્ગના વિદ્યાર્થીઓ માટે રચાતા આ પુસ્તકમાં અસ્થાને ગણાય. એટલે એ આકર્ષક વિષયમાં ન ઉતરતાં અત્રે તો નિબંધ એટલે શું અને કયા સામાન્ય નિયમો પાળીએ તો સારા નિબંધો લખાય એની જ કાંઇક ચર્ચા કરીશું.

પરંતુ એ ચર્ચામાં ઉતરીએ ત્યાર પહેલાં આવી શંકા થવાનો સંભવ છે કે લેખનકળા શું ઇશ્વરી બક્ષીસ નથી? અભ્યાસથી શું કવિ કે શું ગદ્યલેખક થઇ સકાય? સત્ય છે કે ઉચ્ચ લેખનશક્તિ સર્વનામાં હોતો નથી અને લેખનકળા ને કવિત્વ ઇશ્વરી બક્ષીસ છે; તો પણ તેથી એવું ઠરતું નથી કે સારૂં લખવાનો અભ્યાસ કરી લખવાનો આરંભ કરનાર વિના અભ્યાસે લખવાનું શરૂ કરનારના કરતાં સારૂં ન લખી શકે. અને આટલુ તો સર્વ કોઇ માન્ય કરશેજ કે આવા અ-

ભ્યાસથી ગંભિર પ્રકારની ભૂલો થવાનો સંભવતો દૂર થાય છેજ.

ત્યારે નિબંધ એટલે શું? કોઇ પણ વિષય વિષે આપણા જે વિચારો હોય તેને વ્યવસ્થા પૂર્વક એકજ સ્થળમાં એકત્ર કરી મૂકવા એટલે તે વિષયનો નિબંધ લખવો એમ કહીએ છીએ. સાધારણ રીતે નિબંધો ગદ્યમાંજ લખાય છે; પરંતુ એજ વિચારો જો પદ્યના રૂપમાં મૂકયા હોય તો તેથી તેને નિબંધ કહેતાં કાંઈ વાંધો નથી. કેટલાક ગુજરાતી કવિઓએ કેટલાક સદ્‌ગુણો અને દુર્ગુણો વિષે કવિતાઓ કરેલી છે તે એક પ્રકારના નિબંધોજ છે. ઇંગ્રેજ કવિ પોપે "માનવસ્વભાવ" વિગેરે વિષયોપર નિબંધ લખ્યા છે તે પદ્યમાંજ છે. વાંચનારને આપણા વિચાર સમજાવવા એજ નિબંધનો હેતુ છે એ સ્પષ્ટજ છે. જેટલે અંશે એ હેતું સફલ થાય છે તેના પ્રમાણમાં નિબંધ ઉતરતી કે ઉચ્ચ પંક્તિનો ગણાય છે.

કેટલાક વિદ્યાર્થીઓ સમજે છે કે નિબંધ લખવો એટલે જેમ તેમ કરીને ત્રીશ કે ચાલીશ લીટીનું લખાણુ લખી કહાડવું; પણ તેમ નથી. સ્વ. કવિ નર્મદાશંકર કહે છે તેમ "નિબંધ લખવો એ કાંઇ જેવી તેવી વાત નથી. પોતાના વિચાર કેમ એક પછી એક એમ સંબંધમાં અને તકરાર અને દાખલા સાથે અસર કરે તેવી રીતે બહાર પાડવા પડે છે." હવે જ્યારે આ કાર્ય ત્રીશ ચાળીશ લીટીઓથી બંધાતી મર્યાદામાં આટોપવાનું હોય ત્યારે તે સહેલું થવાને બદલે વધારે અઘરૂં થાય એ સ્પષ્ટજ છે. માટે સારો નિબંધ લખવાને પ્રયત્ન કરતા વિદ્યાર્થીઓએ પ્રથમ તો આ ખોટો ખ્યાલ તેમના મગજમાંથી કાઢી નાંખવો જોઇએ.

કોઇ પણ વિષય પર નિબંધ લખવો હોય ત્યારે પહે-લાં તો તે સંબંધે આપણે શું શું કહેવા માગીએ છીએ તેનો વિચાર કરી જોવો. શાંત ચિત્ત કરીને લક્ષ પૂર્વક વિચાર કરવા-ની જરૂર છે. એ પ્રમાણે વિચાર કરી જેજે બાબતો નિબંધમાં લખવી યોગ્ય લાગે તે નક્કી કર્યા પછી તેના જુદા જુદા વિભાગ પાડવા, અને એક કાગળના કકડાપર લખી લેવા. ત્યાર પછી એ વિભાગોના ઉપવિભાગ પાડવા. આ પ્રમાણે વિષયના વિભાગો અને ઉપવિભાગો પાડવાથી એકજ બાબ તને લગતા વિચારો એકજ સ્થળે ગોઠવાય છે અને તેથી અનેક જાતના વિચારો એક સ્થળે લખવાથી ગુંચવણ ઉભી થતી નથી. એક દ્રષ્ટાંત લીધાથી આ બાબત વધારે સ્પષ્ટ રીતે સમજાશે. ધારો કે " નાટય પ્રયોગો જોવાથી વિદ્યાર્થિઓ પર થતી અસર " એ વિષયપર નિબંધ લખવાનો છે. સહજ વિચાર કરતાં માલમ પડશે કે નાટય પ્રયોગો જોવાથી વિદ્યા-ર્થીઓપર કેવલ સારી કે માઠી અસર થતી નથી, પરંતુ બેઉ પ્રકારની અસર થાય છે. એટલે આપણા બે મુખ્ય વિભાગ આવા થશે. (૧) નાટક જોવાથી થતા ગેરલાભ. (૨) નાટક જોવાથી થતા લાભો.

હવે આ પ્રત્યેક વિભાગનો વિચાર કરીશું તો જ-ણાશે કે (અ) નાટકો જોવાથી વિદ્યાર્થીઓની કેળવણીપર કેવી માઠી અસર થાય છે, (બ) તેમની નીતિપર કેવી અસર થાય છે, (ક) અને પરિણામે ભવિષ્યમાં કેટલું દુખ ખમવું પડે છે વિગેરે બાબતો પ્રથમ વિભાગના ઉપવિભાગ તરીકે ચર્ચાશે. તેજ પ્રમાણે નાટય પ્રયોગોમાં હમેશાં સદગુણ

નોજ વિજય થતો જોઇ વિદ્યાર્થિઓ સદ્દગુણી થાય છે; તેમની સદ્દવૃત્તીયો પોષાય છે, અવલોકન શક્તિ ખીલે છે, ન્યાયબુદ્ધી સતેજ થાય છે, નાટય પ્રયોગો સંસારના પ્રતિબિંબ હોઇ સંસાર વ્યવહારમાં પડતા પહેલાંજ તેની કાંઇ ઝાંખી થાય છે, વિગેરે બાબતો બીજા વિભાગના ઉપ વિભાગમાં આવી જશે. આજ વિષયના બીજી રીતે પણ વિભાગ પાડી શકાય છે. વિદ્યાર્થીઓની કેલવણી અને નીતિનો વિચાર કરી બે મુખ્ય વિભાગ આવા પણ પાડી શકાય. (૧) નાટકોની વિદ્યાર્થિઓની કેલવણીપર થતી અસર. (૨) તેમની નીતિપર થતી અસર. હવે આ વિભાગોના ઉપવિભાગમાં સારી અને માઠી બેઉ પ્રકારની જે જે અસરો થાય છે તેની ચર્ચા આવશે. પછી પ્રત્યેક વિભાગની જુદા જુદા ખંડમાં ચર્ચા કરવી. મુખ્ય વિભાગો હમેશાં બેજ હોવા જોઇએ એવો કાંઇ નિયમ નથી. હવે સહજ સમજાશે કે આવા વિભાગ પાડયા વિના નિબંધ લખ્યો હોય અને એક ખંડ (Paragraph)માં પહેલાં નાટય પ્રયોગોની સારી અસર ચર્ચીએ, પછી માઠી અસરની ચર્ચા કરીએ, વળી કેલવણીપર થતી અસર વિષે લખીએ, વળી નીતિ વિષે બોલીએ, તો કેટલો ગુંચવાડો ઉભો થાય ? આટલા માટે વિષયના વિભાગ અને ઉપવિભાગ પાડવાની જરૂર છે. કોઇ પણ પ્રકારનો ક્રમ પ્રથમથી ગોઠવ્યા વિના લખવા માંડયાથી કનકવાની દોરી માફક વિચારો ગૂંચવાઇ જાય છે અને પછી વાંચનારને એ ગૂંચ ઉકેલતાં બહુ વાર લાગે છે. આવી ગૂંચનું એક સુંદર દ્રષ્ટાંત અત્રે ઉતારીશું.

"ગદ્ય લેખક થયા પહેલાં ગોવર્ધનરામે પદ્ય રચના કરી હતી. સંસ્કૃત ઇંગ્લીશ અને ગુજરાતી–ત્રણે ભાષામાં પદ્ય રચતા. એમની ગુજરાતી કવિતા ઇંગ્લીશ અને સંસ્કૃત કાવ્યોના સંસ્કાર પામી છે. "સ્નેહ મુદ્રા," સંસાર પ્રતિબિમ્બ," "રસ સુન્દરી અને તત્વાનંદ સ્વામી", સરસ્વતીચંદ્રમાની કવિતા, અને સમાલોચકમાં આવતાં કાવ્યો–ગુર્જર કાવ્ય સાહિત્યને સમૃદ્ધ કરે છે. કવિ નર્મદ અને દલપતરામને અંગ્રેજી વિદ્યા અને કવિતાનો સંગર્ગ થયો હતો. પણ જીવનમાં સંસર્ગથી પાશ્ચાત્ય કવિત્વનું ઉંડું વ્હેણ ન્હોતું વહ્યું. કોલેજમાં ઇંગ્રેજી સાહિત્યનો ગંભીર અને હૃદયસ્પર્શી ભાવ તથા રસ આસ્વાદી, ગુજરાતી કવિતામાં તે લાવવા ગુજરાતી કવીઓના પ્રયત્ન આરંભાયા. હરિલાલ, ભીમરાવ, નરસિંહરાવ, મણિલાલ, બાળાશંકર વગેરેનાં કાવ્યો પ્રસિદ્ધિમાં આવ્યાં ત્યાર પછી ગોવર્ધનરામની કવિતા પ્રગટ થઇ હતી. "સ્નેહમુદ્રા" અને "સરસ્વતીચંદ્ર" ના પહેલા ભાગની કવિતા ઉપર નરસિંહરાવ અને નડિઆદી સાહોદરા મસ્ત કવિઓની ગઝલોની અસર છે. જૂના લોક ગીતોનો આત્મા સરસ્વતીચંદ્રના અનેક ગીત કાવ્યોમાં આવિર્ભૂત થયો છે. કેટલાક ઉચ્ચ ભાવવાળા કાવ્યો છે–કેટલાક જોડકણાં છે. લીટન જેવા કવિ અને નવલકથાકારો નવલકથામાં કાવ્યો લખતા. મેરિડિથ, હાર્ડી આદિ એવાજ પ્રકારના લેખકો પોતાનું કવિત્વ ગદ્ય લેખોમાં ગીત કે પદ્ય દ્વારા સ્ફુટ નથી કરતા. "સરસ્વતીચંદ્ર" ઉપર લીટન અને ત્હેના ચરણ (School)ના લેખકોની અસર છે. સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી સાહિત્યમાંથી પાત્રો પોતાની વિદ્વત્તા બતાવવા ઉતારાઓ

ઉપયોગમાં લે છે. સંસ્કૃત આલંકારિકાના મતાનુસાર કથામાં કવિત્વ અને સ્થળે સ્થળે કાવ્યો આવવાં જોઇએ. "સરસ્વતી ચંદ્ર"માંના કાવ્યોની ઉત્પત્તિ આવી રીતે છે. "સ્નેહમુદ્રા" અને "સંસાર પ્રતિબિમ્બ" પૂર્યેષક અને વ્યંગ હાર્દવાળા કાવ્યો છે. સ્નેહમુદ્રા વિષે મર્હુમ પ્રો. કાશીરામ સેવકરામ દવેના વિચારો સત્કાર પાત્ર છે." (વસંત, વર્ષ ૬, અંક ૫ પૃષ્ટ ૨૧૦) આને એક વિચારના પ્રકાશ અને પુષ્ટિઅર્થે યોજાયલો એક ખંડ (Parograph) કહેવો કે અનેક વિચારદર્શક અસંબંધ વાકયોનો સમૂહ કેહવો તે સહજ સમજાય એમ છે.

હવે ઉપર કહ્યું તે પ્રમાણે નિબંધનો હેતુ આપણા વિચાર વાંચનારને સમજાવવા એ છે. એટલે આપણા નિબંધની ભાષા એવી જોઇએ કે સર્વ સહેલાઇથી સમજી શકે; પણ આનો અર્થ એવો નથી કે ઘરમાં વાતચીત કરવામાં આપણે બોલીએ છીએ તેવી અશુદ્ધ ભાષા વાપરવી. નિબંધની ભાષા સરળ અને શુદ્ધ જોઇએ. ભાષાની સરળતા અને શુદ્ધિ શી રીતે પ્રાપ્ત કરી શકાય એનો વિચાર કરવા કરતાં આપણી ભાષામાં કિલષ્ટતા અને અશુદ્ધિ ને પેસતાં કેમ અટકાવવાં એનો વિચાર કરવાથી વધારે લાભ છે. તો પણ આટલું તો કહેલું અવશ્યજ છે કે શબ્દ પ્રયોગ અને વાકય રચના એવી કરવી જોઇએ કે જે વિચાર આપણા મનમાં હોય તેની સચોટ છાંપ વાંચનાર મનુષ્ય પર પડે અને તેમાંથી અન્યઅર્થ નીકળવાનો સંભવજ ન આવે. રૂઢ પણ શુદ્ધ અને અર્થ સુચક શબ્દો ની પસંદગી થાય, એ શબ્દોનો પરસ્પર સંબંધ લક્ષમાં રાખી કાળજી પુર્વક વાકય રચના થાય, અને વિચારને અભાવે વિ-

સ્તાર કરવાની વૃત્તિ પર અંકુશ મુકાય તો એક સારો નિબંધ લખવો એ કાંઇ વિકટ કાર્ય નથી.

ગુજરાતી ભાષાએ હજુ એક સ્થાયી સ્વરૂપ ધારણુ કરેલું કહી સકાતું નથી. કેટલાક લેખકો તેને સર્વાંશે સંસ્કૃત જેવી કરવાનો પ્રયત્ન આદરે છે ત્યારે કેટલાક સાદી ભાષાને માટે પોકાર કરે છે. આવા સંક્રાંતિકાલમાં નવીન લેખકો શુદ્ધિનો અર્થ સંસ્કાર એમ માની લે છે અને સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરવાથી ભાષાશુદ્ધિ પ્રાપ્ત થશે એમ સમજી 'કીડી' ને બદલે 'પિપિ-તિકા, 'કુતરા' ને બદલે 'શ્વાન,' 'વાઘ' ને બદલે 'શાર્દુલ', 'દુશ્મન' ને બદલે 'અરિ' 'ચંદ્રને' બદલે 'શીતાંશુ,' 'જોડા' ને બદલે 'પાદરક્ષકો' અને ઘડીઆલને બદલે 'ઘટિકા યંત્ર' વિગેરે શબ્દો વાપરી ભાષાને ક્લિષ્ટ બનાવે છે. વિદ્યાર્થીઓ પણ આવી ભૂલો કરવા તરફ સહેલાઇથી દોરવાઇ જતા જાણવામાં છે. રૂઢ શબ્દોનો નિરર્થક ત્યાગ કરવાથી ભાષા કેવી ક્લિષ્ટ થાય છે તેનું એક રમણીય દૃષ્ટાંત 'સમાલોચક' ત્રીમાસિકના ગોવર્ધ્ધન-સ્મારક અંકને ૫૯ મે પાને મળે છે. સ્વ. સાક્ષર ગો. મા. ત્રીના સંસંધમાં લેખ છે કે એમના " અવસાનના અન્તિમ દિવસોમાં બહુ લોક પ્રકૃતિની પૃચ્છા અર્થે આવ-તા. તેઓ સહ વ્યવહારિક વાર્તાલાપ કરવો પડે તે કરતાં તે વિનાના શેષ સમયમાં શ્રી શંકરાચાર્યકૃત સ્વરૂપાનુસન્ધાનકારક સ્તોત્રોનું-નિદિધ્યાસનમાં સહાય ભૂત શ્રવણ પ્રચલિત રખાવતા. આ દ્રષ્ટાંત તો એક વિદ્વાન લેખકના લેખમાંથી લીધેલું છે, પરંતુ આવાં એટલે આ જા

તિનાં દ્રષ્ટાંતો નિત્ય વધતાં જતાં માસિકોમાં સ્થળે સ્થળે જોવામાં આવશે. વિદ્યાર્થીઓએ તો રૂઢ અને પરિચિત શબ્દોનોજ ઉપયોગ કરવો, અને કોઇની ભાષાનું અનુકરણ કરવાનો પ્રયત્ન ન કરવો.

હવે વાક્યરચનાને વિષે બે બોલ કહીશું. વાક્ય રચના હમેશાં વ્યાકરણના નિયમોને અનુસરીને કરવી, અને દરેક શબ્દને તેને યોગ્ય સ્થાને મુકવો એ ઘણું જરૂરનું છે. વાક્યમાં પ્રત્યેક શબ્દના યોગ્ય સ્થાનનો પૂર્ણ વિચાર કરવામાં ન આવે તો વાંચનારને લેખકનો અર્થ સમજતાં વાર લાગે છે અને કેટલીક વાર તો અવળોજ અર્થ થાય છે. " વસંત " ના ૬ઠા વર્ષના ૩જા અંકમાંથી આપણાં દ્રષ્ટાંતો લઇશું. પૃષ્ટ ૧૫૫મે પહેલા ખંડને અંતે વાક્ય છે કે " એમના ગત થવાથી સમસ્ત ગુજરાતને જે ભારે ખોટ થઇ છે તે **હાલ તો પુરાય તેવાં ચિન્હ નજરે પડતાં નથી.** " લેખકો શું કહેવા માંગે છે? જે ખોટ ગઇ છે તે હાલ તરત પુરાય એવાં ચિન્હ માલમ પડતાં નથી એમ કે એ ખોટ ભવિષ્યમાં પુરાશે એવા ચિન્હ હાલ તરત માલમ પડતાં નથી? બીજા ખંડના છેલ્લા વાક્યની રચના પણ છે તે કરતાં વધારે સારી કરી સકાત. એમનાં પુસ્તકો તથા તેમના પોતાના કિંચિત અનુભવપરથી જે ' Impressios ' સંસ્કાર છાયા રહી છે તે માત્ર અત્રે જણાવવાની ઇચ્છા છે." એમ લખ્યું છે તેને બદલે "અત્રેતો માત્ર જે 'Impressions' સંસ્કાર છાયા એમના પુસ્તકો અને તેમના પોતાના કિંચિત અનુભવપરથી રહી છે તેજ જણાવવાની ઇચ્છા છે" એમ લખ્યું હત તો

વધારે સારૂં લાગત. ૨૧૦મે પાને આને મળતાંજ બે દ્રષ્ટાંતો છે અને એક ૨૧૧ મે પાને છે. તે ક્રમવાર ઉતારીએ. "વિવાહ અને કૌમારના પ્રશ્નો, ભિન્ન ભિન્ન સંપ્રદાયોનાં ઝઘડા, આર્થિક વિષમતા **આદિ પરત્વે એ ગિરિવાસીઓએ ગુંચ વારા ઉકેલ્યા છે.**" "ગિરિવાસીઓ" ને વાકયની અંતમાં મુકવે. હતો તો "ગુચવારાની" જોગવાઇ અન્ય સ્થળે કરતાં શું હરકત હતી? અથવા વાકયના છેલ્લા ભાગની "આર્થિક વિષમતા આદિ પ્રશ્નાની ગુંચ એ ગિરિવાસીઓએ ઉકેલી છે" એ પ્રમાણે રચના કરવામાં પણ કાંઇ બાધ ન હતો. એવુંજ એક વાકય આ છે. "સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી સાહિત્યમાંથી પાત્રો પોતાની વિદ્વત્તા બતાવવા ઉતારાઓ ઉપયોગમાં લે છે" એને સ્થળે આ પ્રમાણે વાકય રચના કરી હોય તો કેવી લાગે તેનો વિદ્યાર્થીઓએ વિચાર કરવો. "પોતાની વિદ્વત્તા બતાવવા સારૂ સરસ્વતીચંદ્રના પાત્રો સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યમાંથી ઉતારાઓ ઉપયોગમાં લે છે." એજ લેખમાંથી આ એક બીજું દ્રષ્ટાંત છે. "**કાન્તની** કલા અને કવિત્વ રીતિનો પ્રભાવ **સ્પષ્ટ રા. નરસિંહરાવ, કલાપી અને રા. ન્હાનાલાલ ઉપર પડયો છે.** સ્પષ્ટ રા. નરસિંહરાવ વિગેરે ઉપર પડયો છે કે રા. નરસિંહરાવ વિગેરે ઉપર સ્પષ્ટ રીતે પડયો છે? વિદ્યાર્થીઓએ આવી ભૂલો–સરત ચૂકો–થઇ ન જાય તેની કાળજી રાખવી જોઇએ. તેમનું લક્ષ આ બાબત ઉપર ખાસ ખેંચવા સારૂ આ દ્રષ્ટાંતો આ નિબંધોમાંથીજ લીધા છે; જો કે આવા દ્રષ્ટાંતો "સતીમંડલ" વિગેરે પુસ્તકોમાંથી જોઇએ તેટલાં મળી આવે એમ છે.

વાકયમાં શબ્દ રચના પર લક્ષ આપવાનું છે તેવું વ્યાકય રચના પર પણ આપવાનું છે. આપણા વાકયો ટુંકા હોય તેમ સારૂં. લાંબા વાકયો લખવાથી વાકયના જુદા જુદા ભાગનો પરસ્પર સંબંધ વિસ્મૃત થાય છે અને પરિણામે આપણું વાકય વાકય નહિ પરંતુ અર્થ વિનાનો શબ્દ સંગ્રહજ થઇ રહે છે, અને કદી આપણું વાકય આ દશાએ પહોચતું નથી તો અર્થનો જોઇએ તેવો વિકાસ થતો નથી. સરસ્વતી ચંદ્રના સમર્થ કર્તા જેવાની પણ સરતચુક થાય છે. એ પુસ્તકના બીજા ભાગના ૨જા પૃષ્ટ પર એ ગ્રંથ કર્તા લખે છે કે ચારેપાસના વનોમાં સંતાઇ રહેલી સંધ્યાકાળે જ્યારે ભયમાત્ર તજી બહાર નીકળી પડી, ગોળ સૂર્યને તાડના ઝાડના વનની પાછળ ગરબડાવી પાડયો અને તે જયોતિનું તેજ અસ્ત થતું હતું પણ ઉંચા તાડના શિખર ઉપર ટકી રહેલું દેખાયું ત્યારે સંધ્યાકાલે શીતળ કરી દીધેલા રસ્તા ઉપર રગશીઉં ગાડું ધસડાતું હતું અને વિશ્રામસ્થાન પાસે આવ્યું જાણી થાકેલા બળદને જોર આવતું હતું." આ લાંબા વાકયને બે વિભાગમાં વહેંચી નાંખ્યું હતે તો સંધ્યાકાળનું વર્ણન વધારે અર્થસૂચક બનતે. અતિશે લાંબાં વાકયો લખવાથી થઇ જતી ભૂલોનાં બીજાં એક બે દ્રષ્ટાંત ઉતારીશું.

"આ ગીતાનું ભાષાંતર કંઇ પંડિતાઇ બતાવવાને કરવામાં આવ્યું નથી પણ તેનો મુખ્ય **હેતુ એટલોજ** છે કે ધર્મમાં સમાએલા ઉપદેશોનો બોહાળો ફેલાવો કરવો **એટલુંજ નહીં પણ કેટલાક ધર્મવાળાઓ જેમ** પોતાનો ધર્મ ફેલાવવાને પોતાના ધર્મ પુસ્તકો ઘણાંજ સસ્તાં અને નજીવી

કીંમતે ઠામઠામ વેચવાનો પ્રયત્ન કરે છે, તેમ છતાં હીંદુ ધર્મ જેવા ઉંચા પુરાતન અને પુન્ય પદ્વિને પામેલા પ્રાચીન ધર્મને માટે ઘણીજ થોડી કાળજી રાખવામાં આવે છે એ અફસોસ કારક છે. " (પ્રસ્તાવના, શ્રીમદ્દ ભગવદ્દગીતા પ્રસીદ્ધ કર્તા થિઓસોફિકલ સોસાએટી.)

" એ લેખોના સંબંધમાં એક બીના ખાસ સંતોષ લેવા જેવી છે તે એજ કે આ દેશમાં ફેલાયલી અશાંતિના મોટા વિસ્તારનો સંપૂર્ણ રીતે સ્વીકાર કરવામાં આવ્યો છે અને ઇંગ્લંડના ધોરીંધર પણ જરી પુરાણા. કોચરાના પત્ર તરફથી કરવામાં આવેલો સ્વીકાર, ઇંગ્લંડના પ્રજા વર્ગના મન ઉપર મોટી અસર ઉપજાવનારો થાઓ."

" પત્રકારોની પરિષદને માટે ઇંગ્લંડમાં જઇ સુરેન્દ્ર બાબુએ ઇંગ્લંડની પ્રજા અને પત્રોપર જે ભારે અસર કીધી છે અને હજી પણ તે અસર ચાલુ રાખવામાં આવી છે, તેનાં પરિણામે એક લાભ તો મળ્યા વગર રહેશેજ નહિ કે ઇંગ્લંડની પ્રજા સમક્ષ હિંદી પ્રજા વિરૂદ્ધ વિગેરે ( " ગુજરાતી " તા૦ ૪–૭–૦૯ )

પરંતુ વિદ્યાર્થીઓને અલંકારનો અને ઉપમાનો મોહ લાગવાનો સૌથી વધારે ભય છે. આ વિષયમાં સમર્થ ગ્રંથકારોની ભૂલો થાય છે તો વિદ્યાર્થીઓની થાય એમાં નવાઇ શું ? માટે અલંકાર અને ઉપમાનો ઉપયોગ કરવા વિદ્યાર્થીઓએ

લલચાવવું નહિ. એમના સંસારસાગરના વર્ણનમાં સ્વ. સાક્ષર નંદશંકરભાઇથી પણ દુર્ગુણુ નામની રાક્ષસીઓ પાસે વહાણુમાં બેસનારાઓને પોતાના તરફ બોલાવવાને **કટાક્ષના બાણુાએ નિશાની** કરાવાઇ ગઇ છે.

એક બીજી બાબત ઉપર પણુ વિદ્યાર્થીઓનું ખાસ લક્ષ ખેંચવાની જરૂર છે, અને તે એકે વિરામ ચિન્હના નિયમો ધ્યાનમાં રાખવા અને તે પ્રમાણે યોગ્ય સ્થળે યોગ્ય ચિન્હો મૂકવાં ઘણીવાર અલ્પ વિરામ અને અર્ધવિરામ ચિન્હોનો બહિષ્કાર ( Boycott ) થએલો જોવામાં આવે છે, એટલુંજ નહિ પરંતુ પૂર્ણ વિરામને બદલે આશ્ચર્ય અને પ્રશ્નાર્થ ચિન્હો મૂકાયલાં જોવામાં આવે છે. વિરામ ચિન્હો ક્યાં ક્યાં મૂકવાં તેના નિયમો કોઇપણુ સારા વ્યાકરણમાંથી જડશે એટલે તે વિષે વધારે વિગતમાં ઉતરવાની કશી જરૂર નથી.

નિબંધ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. અને નિબંધના વિષયને અનુસરીને સામાન્ય રીતે તેના ચાર વિભાગ પાડી સકાય. એ ચાર વિભાગ આ પ્રમાણે છેઃ—

( ૧ ). વૃતાંતાત્મક.

( ૨ ). વર્ણનાત્મક.

( ૩ ). ચરિત્રાત્મક.

( ૪ ). ચર્ચાત્મક.

પહેલા પ્રકારના નિબંધમાં ઘણું ખરૂં ઐતિહાસિક વિષયોનો સમાવેશ થાય છે; બીજામાં કોઇ સુંદર સ્થળ કે દેખાવ યાત્રાના પવિત્ર ધામ સંગ્રહસ્થાન વિગેરેનાં વર્ણનોનો સમાવેશ થાય છે; ત્રીજા વિભાગમાં ઉત્તમ પુરૂષોનાં ચરિત્રોજ લખાય છે; અને ચોથા વિભાગમાં માનવજીવનના વ્યાવહારિક અને પારમાર્થિક વિષયોની ચર્ચા થાય છે. પહેલા ત્રણ વિભાગના નિંબધોની રચના લગભગ સરખી હોય છે, એટલે જે મૂખ્ય બાબતો લખવાની હોય તે ક્રમવાર લખાય છે. પરંતુ ચોથા ચર્ચાત્મક નિબંધમાં છેક છેલ્લે આપણે જે ચર્ચા કરી હોય તેનો એક ખંડમાં ઉપસંહાર કરવો જોઇયે. વૃતાંતાત્મક અને ચરિત્રાત્મક નિબંધોમાં આવો ઉપસંહાર કરી તેમાં આપણા વિષયના વૃતાંત કે ચરિત્રમાંથી આપણે જે ધડો લેવાનો હોય તેપર કાઇ લખવાની જરૂર નથી, લખવામાં આવે તો બાધ નથી, ઉલટું સારૂં છે; પરંતુ ચર્ચાત્મક નિબંધોમાં તો લેખકે પોતાની ચર્ચાનું તાત્પર્ય છેલ્લા ખંડમાં ન આપ્યું હોય તો નિબંધ અપૂર્ણ ગણાય.

ઉપર કહેલી બાબતો પર લક્ષ રાખી જે વિદ્યાર્થી નિબંધ લખવા બેસશે તેને તેનું કાર્ય સરલ થએલું લાગશે એવી આશા છે.

# જ્ઞાન–પ્રભાવ.

મનુષ્ય એ પરમેશ્વરની ઉચ્ચ કૃતિ છે. ખનીજ, વનસ્પતિ, અને જીવયોનિઓમાં મનુષ્યને સર્વથી ઉંચે સ્થાને સ્થાપવાનાં અનેક કારણો છે તેમાં આપણી આસપાસ બનતા બનાવો સમજવાની આપણી શક્તિ એ મૂખ્ય છે. પેસ્કલ (Pascal) કહેતો કે સ્થૂળ જગતના સર્વ પદાર્થો મનુષ્યનો નાશ કરવાનો સંપ કરી તેનો નાશ પણ કરે, તો પણ મનુષ્ય તે સર્વ કરતાં ઉંચા પ્રકારનોજ ગણાશે, કારણ કે તેનો નાશ થાય છે એટલું તે જાણી શકશે. આપણી આસપાસ બનતા બનાવો વિગેરેની આવી જાણ થવાની જે શક્તિ છે તેનો ઉપયોગ કરી આપણે જે કાંઇ જાણીએ છીએ તેને જ્ઞાન કહીએ છીએ. સહજ વિચાર કરતાં સમજાશે કે જ્ઞાન બે પ્રકારનું હોઇ શકે. (૧) ઐહિક અથવા વ્યાવહારિક અને (૨) પારમાર્થિક. જે સ્થૂળ જગતમાં આપણે આપણુ આયુષ્ય ગાળીએ છીએ તેને લગતી બાબતોનું જ્ઞાન તે ઐહિક અથવા વ્યાવહારિક કહેવાય છે અને જે પરમદયાળુ પરમેશ્વરે આપણને ઉત્પન્ન કર્યા તેનો આપણને ઉત્પન્ન કરવામાં શો હેતુ હતો, આપણે કેવું વર્તન કરીએ તો પ્રભુ રાજી થાય, અને આપણા જીવનનો હેતુ પાર પડે વિગેરે બાબતનું જ્ઞાન તે પારમાર્થિક જ્ઞાન કહીશું. જ્ઞાન માત્રનો પ્રભાવ ઘણો મ્હોટો છે; જ્ઞાનની અગાધ છે. માટેજ ઇંગ્રેજીમાં લોકોક્તિ છે કે Knowlodge

is power. જ્ઞાનવાન મનુષ્યો શું શું કરી સક્યા છે અને તેમના જ્ઞાનથી જગતને કેવા મ્હોટા અને કેટલા લાભો થયા છે તેનો વિચાર કરવાથી જ્ઞાનની સત્તાનું કાંઇક માપ આપણુને મળી શકશે.

ઈંગ્રેજ લોકો જેને ઇતિહાસ કહે છે તેવો ઇતિહાસ આપણા પૂર્વજોએ લખ્યો નથી; પરંતુ આપણા સાહિત્યમાં આપણી સ્થિતિની જેટલી અને જેવી છાપ પડેલી જણાય છે તે ઉપરથી એટલું તો કહી સકાય છે કે પૂર્વે આપણા લોક ઘણા જ્ઞાનવાન મનુષ્ય હતા અને જ્ઞાનને બલે કરીને આપણામાં ઉદ્યોગ, કલા, કૌશલ્ય વિગેરેની ઘણી વૃદ્ધિ થએલી હતી. આપણા ધર્મ, ફિલસુફિ, અને સાહિત્યના પુસ્તકો તે કાલના ઉત્કર્ષની સાક્ષિ પુરે છે. છેક અહુણાં સુધી એટલે મેન્ચેસ્ટરનો ઉદય થયો ત્યાં સુધી આપણી ઢાકાની મલમલની બરાબરી કરે એવું કાપડ કોઇ સ્થળે થઇ સકતું નહી. જ્ઞાનનો જાણે અપચો થયો ન હોય એમ આપણા લોકો જ્ઞાન પ્રતિ ઉદાસીન વૃત્તિથી જોવા લાગ્યા તેમ તેમ આપણી અવદશા થતી ગઇ અને આજની અધમ સ્થિતિએ આવી પહોંચ્યા.

ઇંગ્રેજ લોકો આજ કાલ એક ઘણી સુધરેલી પ્રજા ગણાય છે. એ લોક જંગલમા નવસ્ત્રા શરીર રંગીને ફરતા હતા તે અત્યારે આવી ઉચ્ચ સ્થિતિએ શી રીતે પહોંચ્યા છે ? તેમનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે એ સર્વ જ્ઞાનનોજ પ્રભાવ છે. ધીમે ધીમે પણ ખંતથી એ લોકોએ

જ્ઞાન પ્રાપ્ત કરવા માંડયું, અને પૂર્ણ ઉત્સાહથી થતા એમના પ્રયત્નો સર્વથા સફલ થવા માંડ્યા. એક પછી એક નવીન શોધો કરતા ગયા અને પોતાના ઐહિક સુખમાં ઉમેરો કરતા ગયા. હજુ પણ એ લોકો શું કરશે તે કહી. કે કળી સકાતું નથી.

આગગાડી, "સ્ટીમર", અને તાર, એ ત્રણની ત્રિપુટી એ દેશ અને કાલનો અંતર જાણે નજીવોજ કરી નાખ્યો ન હોય એમ લાગે છે. મુસાફરી કેટલી બધી સહેલી અને સુગમ થઇ પડી છે? જુદા જુદા સ્થળો વચ્ચેનો વ્યવહાર કેવો સુગમ થઇ પડયો છે? અસલ આપણા લોકો યાત્રા કરવા જતાં ત્યારે તેમને કેટલી અડચણો નડતી, લુટાવવાનો કેટલો ભો રહેતો, અને ઇશ્વરેચ્છાએ કોઇનું પરદેશમાં મૃત્યુ થતું તો આપણે ખબર પડતાં કેટલીવાર લાગતી? તેને સટે આજ થોડા દિવસમાં યાત્રા કરી પાછાં ફરાય છે, પરદેશમાં કોઇ સગું વ્હાલું માદું પડે છે તો કલાકમાં તેની ખબર પડે છે, અને સ્થલ પાસે કે આઘું હોય તેના પ્રમાણમાં એક, બે, કે ત્રણ દીવસમાં ત્યાં જઇ તેને મળાય છે. વળી પરદેશોમાં બનતા બનાવોની આપણે કેટલી થોડીવારમાં ખબર પડે છે તેમજ પરદેશગમનનાં સાધનો કેવાં સરલ થયા છે અને તેનો આપણે યોગ્ય લાભ લઇએ તો પાશ્ચાત્ય પ્રજાઓના જ્ઞાન અને અનુભવનો આપણે કેટલો લાભ લઇ સકીએ !

વ્યવહારના વિષયોમાં એ લોકોએ જે જે મહાન શોધો કર્યાં છે તેનું વિવેચન આ ન્હાનકડા નિબંધમાં થઇ સકે એમ

નથી. અત્રે તો તેની માત્ર રૂપરેષા ( Outline ) જ દર્શાવી શકાય. મુદ્રણકલા, યંત્રકલા, વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ વિગેરેમાં યાંત્રિક શક્તિનો કેવો ઉપયોગ કર્યો છે ! દ્રષ્ટાંત તરીકે આપણા વણકરોની જે અધમ સ્થિતિ થએલી છે તે આ લોકના યાંત્રિક શક્તિના જ્ઞાનને પરિણામેજ છે. યંત્રોની સાહાય્યથી તૈયાર થતું કાપડ હાથે વણાતા કાપડ કરતાં ઘણું સોંઘું અને સફાઇદાર થવાથી આપણે એવા કાપડ પર મોહી પડી તેની ખરીદી કરવા લાગ્યા ત્યારથી આપણા વણકરોની અવદશાનો પાયો નંખાયો.

વિદ્યુતશક્તિ ( Electricity ) નો આ લોકોએ કેવો ઉપયોગ કર્યો છે અને તેને લીધે કેટલી સત્તા પ્રાપ્ત કરેલી છે? અમેરિકાના મહાન વિદ્યુતશાસ્ત્રી (Electrician) એડિસનના શોધોએ જગતમાં કેવો ફેરફાર કરી મૂકયો છે ? એજ મહાન શોધકના 'ફોનોગ્રાફ' નામના યંત્રો આપણા અવકાશના સમયમાં કેટલો આનંદ ભરી દે છે ! "સીનેમેટોગ્રાફ" માં માનવજીવનના કેટલાક પ્રસંગોનું આબેહુબ ચિત્ર જોઇ, દુનિયાના નામીચાં સ્થળોમાં ચાલતા વ્યવહારની ઝાંખી કરી, આપણે એમ નથી થતું કે જેણે આ બધું પ્રત્યક્ષ ન જોયું તેનું જીવન વ્યર્થ ? એ જોયા પછી આપણા "સુરત દેખો મુંબાઇ દેખો" ના રાગડા કઢાતા હશે ત્યાં કેટલીવાર ઉભા રહીશું ? મી. મર્ઝબાન એમના મોદીખાનેથી માર્સેલ્સ નામના પુસ્તકમાં એમણે જોએલાં સ્થળો, કારખાનાંઓ, સંગ્રહસ્થાનો, વીશીઓ વિગેરેનું વર્ણન કરે છે તે વાંચ્યા પછી કોની ખાત્રી નહિ થાય કે જ્ઞાનની સત્તા અગાધ છે ?

આપણા પોતાનાજ દેશમાં આ જ્ઞાનવાન લોકો સાથે સંબધમાં આવ્યા પછી કેવા ફેરફાર થયા છે. આપણા લોકો એ હજુ શોધ ખોળ તરફ લક્ષ આપ્યું નથી, તો પણ બંગાળના પેલા બે વિદ્વાનો પ્રો. બોઝે અને પ્રો. રોયે જગતને કેવી ચોંકાવી નાખી છે? હિંદુ લોકો માને છે કે જગતની સર્વ વસ્તુઓમાં જીવ છે તેમાં કેટલું સત્ય છે તે પ્રો. બોઝે પુરવાર કરી આપી જગતને છક કરી નાખ્યું છે, અને પ્રો. ભીસેએ "બીશોટાઈપ" શોધી કહાડી મુદ્રણકલાની કીર્તિની કક્ષા કેટલી વિસ્તારી છે?

આજકાલ જેનું તેનું લક્ષ ખેચી રહેલું જાપાન કેમ ઉદય પામ્યું તેનો ઇતિહાસ રમણીય અને બોધક છે. જાપાનનો ઉદય જ્ઞાનના પ્રભાવનું મોહક દ્રષ્ટાંત છે. આતો આપણે વ્યાવહારિક જ્ઞાન વિષે વિવેચન કર્યું. પારમાર્થિક જ્ઞાનની સત્તા વળી ઓરજ છે. એના દ્રષ્ટાંતો આપણાજ નહિ પરંતુ સામાન્ય રીતે સર્વ ધર્મોના પુસ્તકોમાંથી જડી આવશે, બાઇબલમાં જીસસ ક્રાઇસ્ટે આંધળાંને અને લંગડા લુલાંને માત્ર સ્પર્શથી સારાં કરેલાં તે વાતો વર્ણવી છે. અન્ય ધર્મ પુસ્તકો માં પણ આવી શક્તિને લગતી ઘણી વાતો આવે છે

જ્ઞાનનો પ્રભાવ આવો છે, જ્ઞાનની શક્તિ આવી મહાન છે. વળી તે એવી સર્વવ્યાપી છે કે જીવનના સર્વ પ્રદેશોમાં પહોંચી વળે છે- જ્યાં એના પનોતાં પગલાં જાય ત્યાં

સુખનો વરસાદ વરસે છે. જ્ઞાન આવું છે માટેજ **નીતિશતક** માં § એને નરનું અધિક રૂપ, ગુપ્ત ધન, ભોગ, યશ, તથા સુખનું સાધન કહ્યું છે. વળી **ભોજપ્રબંધમાં** † એને માતાની પેઠે રક્ષા કરનાર પિતાની પેઠે હિતમાં જોડનાર, સ્ત્રીની માફક દુઃખ ટાળી આનંદ આપનાર, લક્ષ્મી વધારનાર, સર્વ દિશામાં કીર્તિ વિસ્તારનાર, અર્થાત કલ્પલતાની માફક સર્વ વસ્તુ મેળવી આપનાર કહ્યું છે.

§ विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तधनं
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरुणां गुरुः ।

† मातेव रक्षति पितेव हिते नियुक्ते
कान्तेव चाभिरमयत्यपनीय खेदं ।
लक्ष्मीं तनोति वितनोति च दिक्षु किर्तिं
किंकिन्न साधयति कल्पलतेव विद्या ॥४१॥



# સંપ.



એક કરતાં વધારે આદમીઓ અમુક કાર્ય કરવાને એકત્ર થાય અને તે પાર પાડવાને પ્રયત્નો કરે તો આપણે કહીશું કે તેઓમાં સંપ છે. એક કુટુંબમાં સહુ એક બીજા પર પ્રીતિ રાખે અને પરસ્પર સાહાય્ય કરે તો આપણે તે કુટુંબ સંપીલું છે એમ કહીશું. તેવીજ રીતે એક જ્ઞાતિના લોકો પણ એકજ વિચારના હોય, અને એક બીજાને સાહાય્ય કરતા હોય તો તે જ્ઞાતિ સંપીલી ગણાશે. કોઇ પણ કાર્ય કરવાને અમુક માણસો એકઠાં થાય તો તેમના એ એકત્ર થવાને આપણે સંપ કહીએ છીએ. પછી એ કાર્ય સારૂં હોય કે ખોટું હોય. ત્યારે આપણે સંપની આવી વાખ્યા આપી સકિએ. ઘણાં માણસોની સાથે હળીમળી કામ કરવાની શક્તિ તે સંપ.

આપણા હીંદુસ્તાન દેશના લોકોમાં આ શક્તિ ઘણી થોડા પ્રમાણમાં છે એ ઘણી અફસોસની વાત છે. બલ્કે એમ પણ કહીએ તો ચાલે કે આપણામાં સંપ બિલકુલ નથી. કુસપના કડવાં ફલો આપણે વર્ષો થયાં ચાંખીએ છીએ છતાં આપણામાં આ શક્તિ ખીલી નથી. લોર્ડ મોરલીએ આપણા દેશના રાજ્ય વહીવટમાં જે સુધારાઓ કરવા ધાર્યા છે તેના સંબધમાં હીંદુ મુસલમાન વચ્ચે કેવો ઝઘડો મચી રહ્યો છે? એ શું સંપનું લક્ષણ છે? સુરતની કોંગ્રેસમાં જે શરમ ભરેલા દેખાવો થયા હતા તે આપણામાં

સંપની ન્યુનતા કેટલી છે તે આબેહુબ બતાવે છે. શહેરોની મ્યુનિસિપાલિટીઓના વહીવટનું અવલોકન કરશો તો જણાશે કે ત્યાં પણ સંપનાં દર્શન દુર્લભ છે. આપણે સાધારણ મંડળીઓમાં પણ જોઇએ તેવો સંપ જાળવી સકતા નથી.

સંપના અભાવે આપણને બહુ માઠાં પરિણામો વેઠવાં પડયાં છે. આપણા ધર્મમાં અનેક પંથ પડી ગયા, આપણાં રાજયપાટ ગયાં, આપણી લક્ષ્મી ગઇ, આપણાં સુખ ગયાં, આપણી પ્રતિષ્ટા ગઇ, અરે આપણું સર્વસ્વ ગયું અને દારિદ્રાવસ્થા આવી! આપણો દેશ સંપનાજ અભાવે મુસલમાનોના હાથમાં ગયો અને એજ કારણે તેમના હાથમાથી ઇંગ્રેજોના હાથમાં આવ્યો. એમાં મુસલમાનોનો કે ઇંગ્રેજોનો વાંક કહાડવાનો નથી. આપણો પોતાનો વાંક છે. હીંદુ લોકોની મૂખ્ય ચાર જ્ઞાતિઓ તેમાં આજે કેટલા ફાંટા પડેલા છે. એ જ્ઞાતિઓ એકની એકવીશ, અને એકવીશની અગણિત થઇ ગએલી મોજુદ છે; હજુ પણ જાણે બાકી હોય તેમ તડો પડતાંજ જાય છે. વ્યાપાર, હુન્નર, ઉધોગ, રાજ્ય વિગેરે જે જે બાબતમાં આપણી અધોગતિ થઇ છે તેનું મૂળ કુસંપજ છે.

સંપનું મહત્વ પેલા મૃત્યુશૈયા પર સુતેલા ડોશાએ પ્રત્યક્ષ પ્રમાણથી એના પુત્રોને સમજાવ્યું તે વાંચીને કેટલાકને હસવું આવે છે, પરંતુ એમાં એક મહાન સત્ય રહેલું છે. એક જણની એકલાની શકિત મર્યાદિત છે; અનેક જણ એકઠા થાય તો એ શકિતની મર્યાદા અનેક સંખ્યાના સરવાળા માફક પ્રત્યેકના કરતાં વધે છે. તેથી એક મનુષ્યની શક્તિથી અસાધ્ય ગણાતું કાર્ય અનેકની શક્તિ એકત્ર થતાં સુસાધ્ય

થાય છે. મૂઠીભર ઇંગ્રેજો આપણા પર રાજ્ય કરે છે તે મોગલ સરદારો અને સુબાઓની માફક ઇંગ્રેજ કલેકટરો પોતાના તાબાના શહેરો અને ગામોના શહેનશાહો થઇ પડતા નથી તેથી. એમ થતું હોય તો આપણી અને મુસલમાનોની દશા થઇ તેવી એમની પણ થાય. આપણા બલની શક્તિની વૃદ્ધિ એ સંપનું સુંદર ફલ છે.

જ્યાં સંપ છે ત્યાં શાંતિ પણ છે; અને શાંતિ સર્વ પ્રકારની સુખ સંપત્તિનું અમૂલ્ય સાધન છે. એટલે જ્યાં સંપ છે ત્યાં સર્વ વાતે સુખ છે. તે એવી રીતે કે આપણું ચિત્ત જો શાંત, સ્થિર, ન હોય તો કશી વાતમાં આપણે આપણું મન લગાડી સકતા નથી. કુસંપના વિગ્રહ અને તેથી ઉત્પન્ન થતી હરેક તરેહની ચિંતાથી આપણું મન ગ્રસ્ત રહે છે. બરોબર ચિત્ત પરોવ્યા વિના કોઇ પણ વસ્તુ બરોબર થઇ સકે નહિ એટલે આપણે જે કાંઇ પણ કરવા જઇએ તેમાં નિષ્ફળ થઇએ અને પરિણામે ચિંતામાં વધારો થયાં કરે. જે જે રાષ્ટ્રો ઉચ્ચ સ્થિતિએ પહોચેલાં છે તેમનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે તેમનાં ઉદયનાં બીજ શાંતિના સમયમાંજ રોપાયલાં અને ઉગેલાં. દુનિઆમાં જ્યાં જ્યાં જ્યારે જ્યારે મ્હોટા વિગ્રહો થયા છે ત્યાં ત્યાં ત્યારે ત્યારે વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ, કલા વિગેરે ઐહિક સુખનાં સાધનોની વૃદ્ધિ થતી અટકી પડેલી જોવામાં આવે છે.

આપણામાં સંપ મુદ્દલ નથી છતાં સંપનું મહત્વ તો આવું છે, તો આપણે આપણામાં સંપ ઉત્પન્ન કરવા સારૂ શું

પ્રયત્નો કરવા જોઇએ એ પ્રશ્ન સહજ ઉભો થાય છે. એ તો દેખીતું જ છે કે સંપ એક કરતાં વધારે માણસોમાં હોય માટે ઘણાં માણસોએ એકત્ર થઇ કામ કરતાં શીખવું જોઇએ. મંડલો સ્થાપવાથી આમ કામ કરતાં શીખાય છે. અમુક કાર્ય શોધી કહાડવું અને તે કાર્ય પાર પાડવાને મહેનત કરવા તૈયાર હોય એવા સર્વે એકત્ર થઇ તે કાર્ય કરવું એ સંપની પ્રાપ્તિમાં પ્રથમ પગલું છે. કોઠે કોઠે જુદી જુદી બુદ્ધિ હોય છે. એટલે કાર્યના સામાન્ય સ્વરૂપ વિષે ભેદ નહિ છતાં વિગતની બાબતોમાં હમેશાં ભેદ રહેશેજ. આવા ભેદો છતાં તે કાર્ય જો આપણને પ્રિય હશે તો આપણું લક્ષ એ ભેદ ઉપર નહિ રહે અને આપણું કાર્ય કેમ પાર પડે તે ઉપરજ રહેશે. આપણે કેટલીક છુટછાટ મૂકીશું અને આમાંથીજ સંપનો ઉદય થશે. વિષમતામાંથી સમતા શોધી એ સમતાનો સામાન્ય હિતાર્થે ઉપયોગ કરતાં શીખીશું. આમજ સંપની ઉત્તરોત્તર વૃદ્ધિ થયાં કરશે. પાશ્ચાત્ય દેશોમાં આવાં મંડલો સ્થાપવાની રીતિ તેમના સંપનું મુખ્ય સાધન થઇ પડી છે.

ઇશ્વર એક છે અને આપણે સર્વ એ એક ઇશ્વરનાં સંતાન છીએ એવી અચળ શ્રદ્ધા સંપ વધારવાનું બીજું સાધન છે. આચાર અને વિચારની જે સ્વતંત્રતા આપણે ઇચ્છીએ છીએ તે સર્વ ઇચ્છે એ સ્વાભાવિક છે એમ ગણીશું, જેટલું માન આપણા વિચારને મળે એમ આપણે ઇચ્છીએ છીએ તેટલું માન આપણે સર્વના વિચારને આપીશું, જ્યાં ભૂલ જણાશે ત્યાં તે પ્રેમથી સુધારવા પ્રયત્ન કરીશું, પરંતુ તેનો તિરસ્કાર નહિ કરીએ, ભૂલો સુધારવા પ્રયત્ન કરતાં પણ તે ન સુધરે

તો આપણે ક્રોધ ઉત્પન્ન નહિ થાય પણ દયા આવશે. આપણાજ વિચારે આખી દુનિઆ ચાલે એવો મિથ્યાગ્રહ જતો રહેશે, અને સટે પરમ મતાંતર સહિષ્ણુતા આવશે. અને મતાંતર સહન કરવાની અશકિત એજ ઘણું ખરૂં કુસંપનું કારણ હોય છે તે નષ્ટ થતાં સંપની વૃદ્ધી સરલ થશે.

સ્વાર્થ અને પરમાર્થ જુદા રાખતાં શીખવું જોઇએ. આપણે આપણા સ્વાર્થની વાત કરતા હોઇ ત્યારે તેમાં કોઇ માથું મારવા આવે તો તે આપણે પસંદ કરતા નથી. આમ માથું મારનારનો ઉદ્દેશ ગમે તેવો શુદ્ધ હોય, આમ કરવામાં તે પરમાર્થ પણ સમજતો હોય, તો પણ આપણે આપણી વાતમાં તેને વગર નિમંત્રણે વચમાં નહિ બોલવા દઇએ. તેજ પ્રમાણે જ્યાં પરમાર્થની વાતો થતી હોય ત્યાં આપણા સ્વાર્થ ને ડોકીયું કરવા દેવું અયોગ્ય ગણવું જોઇએ. શ્રી જગન્નાથ જીના દર્શનાર્થે જતા યાત્રાળુઓને મંદિરમાં પેસવા દેતાં પહેલાં ગોરો અને દ્વારપાલો તેમની પાસે શરીરની જીવતી ચામડી સિવાય કોઇ બીજા ચામડાનો કકડો સરખો પણ નથી એવી ખાત્રી કરી લે છે. તેમ પરમાર્થના મંદિરમા પેસતાં પહેલાં આપણે પણ ખાત્રી કરી લેવી જોઇએ કે આપણા અંતઃકરણમાં ખુણે ખોચરે કાંઇ સ્વાર્થનો કટકો તો ભરાઇ બેઠો નથી, અને હોય તો તેને આઘે ફેંકી દઇનેજ દાખલ થવું. આમ ન કરીએ, અને દરેક જણ પોતાનો સ્વાર્થ જુએ તો આપણા કાર્યની ગતિ સીમ ભણી તાણતા શિયાળ અને ગામ ભણી તાણતા કુતરાની વચ્ચે આવી પડેલી વસ્તુ જેવી થાય.

બીજી વાત લક્ષમાં રાખવાની છે કે આપણે એક બીજા પર વિશ્વાસ જોઇએ. અમુક માણસના વિચાર આપણા કરતાં જુદા હોય તો તે પ્રમાણે વિચાર કરવામાં તેનો કાંઇ સ્વાર્થ સમાએલો છે એવું કાંઇ હમેશાં હોતું નથી; એકજ કાર્ય હમેશાં એકજ હેતુથી થતું નથી. દાખલા તરીકે કેટલાક લોકો દાન કરે છે તે કેવલ પરમાર્થ બુદ્ધિએ તો કેટલાક માત્ર કર્તવ્ય બુદ્ધિએ, તો કેટલાક માન અકરામની લાલચોએ, વળી કેટલાક સ્વર્ગના સુખની પ્રાપ્તિને માટે. એટલે અમુક કાર્ય કયા હેતુથી થાય છે એ નકકી કરવું ઘણું કઠીન છે, અને તેમાં ઘણી ભૂલ થવાનો સંભવ છે. માટે લોકોના હેતુની મલીનતા માનવાને સબલ કારણો હોય નહિ ત્યાં સુધી તો તેમના હેતુની શુદ્ધિનો સ્વીકાર કરી લેવો.

સંપનું મહત્વ આવું છે અને તેની વૃદ્ધિ આવાં સાધનોથી થાય છે. આપણા યુવકો અને યુવતિઓ યુવાવસ્થામાં પ્રવેશે ત્યાર પહેલાં જ આ સદ્‌ગુણ તેમનામાં ખીલે એ જોવું એ તેમની બાલ્યાવસ્થામાં તેમના પર અધિકાર ભોગવતાં વડીલો અને ગુરૂજનોનો ઉચ્ચ ધર્મ છે.



# સ્વદેશભક્તિ.

સ્વદેશાભિમાન શબ્દના અર્થથી ભાગ્યેજ કાઇ અજાણ્યું હશે. પોતાના દેશપ્રતિ અભિમાન એટલે સ્વદેશાભિમાન એમ સર્વે કોઇ કહશે. ઈંગ્રેજીમાં Patriotism શબ્દ છે તે પરથી ગુજરાતીમાં 'સ્વદેશાભિમાન' થએલો લાગે છે. પરંતુ ઇંગ્રેજીમાં Patriotism શબ્દથી જે અર્થ સૂચિત થાય છે તે અર્થ 'સ્વદેશાભિમાન' એ શબ્દથી સૂચિત થતો નથી. ચેમ્બર્સ કૃત ઇંગ્રેજી શબ્દકોષમાં Patriotism શબ્દનો અર્થ "quality of being patriotic, love of one's country" આવો આપ્યો છે. આ વાખ્યા ઉપરથી સમજાશે કે માનવ હ્રદયની જે ઉર્મિને આપણે સ્વદેશાભિમાનના નામથી ઓળખાવવા માગીએ છીએ તેનું મૂળ અભિમાન નથી પણ પ્રેમ છે. માનવ જાતમાં સર્વના હ્રદયમાં પ્રેમની ઉર્મિ ન્યુનાધિક અંશે રહેલી છે અને એ ઉર્મિનો પ્રવાહ જે દિશા ભણી વહે છે તે દિશાને અવલંબીને આપણે તેને વિધવિધ નામે ઓળખીએ છીએ. એક મનુષ્ય બીજા મનુષ્ય પ્રતિ જે પ્રેમ રાખે છે તેને આપણે સ્નેહ કહીએ છીએ; વધારે ગાઢા સંબંધમાં આવેલા એક અથવા વધારે મનુષ્યોમાં જે પ્રેમ જોવામાં આવે છે તેને મૈત્રી, કહીએ છીએ; એક કુટુંબની અનેક વ્યક્તિઓ વચ્ચે જે પ્રેમ જોવામાં આવે છે તેને પ્રીતિ કહીએ છીએ; પતિ પત્નિના પ્રેમને પ્રેમ કહીએ છીએ;

માત પિતાના તેમનાં સંતાન પ્રતિના પ્રેમને વાત્સલ્ય કહીએ છીએ; સંતાનના માતાપિતા પ્રતિના પ્રેમને માતૃભક્તિ કે પિતૃભક્તિ કહીએ છીએ; તેમજ સમસ્ત જગતના તાત ઇશ્વર પ્રતિના આપણા પ્રેમને ભક્તિ એવું નામ આપીએ છીએ. તો દેશ પ્રતિના આપણા પ્રેમને આપણે "સ્વદેશભક્તિ" એજ નામ આપવું ઘટે છે. કેટલાક "દેશપ્રીતિ" અને "દેશવાત્સલ્ય" એ શબ્દોનો ઉપયોગ કરે છે. પરંતુ એ બેઉમાંથી એકમાં આપણા દેશ પ્રતિ જે પૂજ્ય ભાવ આપણે જોઇએ તેનો સમાવેશ થતો નથી. એ પૂજ્ય ભાવ માત્ર ભક્તિ શબ્દજ સૂચવે છે અને તેથી Patriotism શબ્દનો અર્થ "સ્વદેશાભિમાન" નહિ પરંતુ "સ્વદેશભક્તિ" કર્યો છે. આપણાં માતા પિતા પ્રતિ, પ્રભુ પ્રતિ જેવો પૂજ્ય ભાવ રાખીએ છીએ તેવો પૂજ્ય ભાવ સ્વદેશ પ્રતિ રાખવો તે સ્વદેશભક્તિ.

સ્વદેશભકિત એક ઉત્તમ સદ્‌ગુણ છે. પોતાના દેશ પ્રતિ ભકિત રાખવી એ દેશના સર્વ લોકની પવિત્ર ફરજ છે, અમુક દેશ એટલે કોઇ એકલી અમુક મર્યાદામાં આવી રહેલી પૃથ્વિ નહિ. જ્યાં લગી લોકોનો વસવાટ થવો શરૂ થયો નથી ત્યાં લગી આવા પૃથ્વિના ભાગો માત્ર પૃથ્વિના કટકાઓજ લેખાય છે. એને દેશનું નામ નથી અપાતું. દેશને નામે લોક ઓળખાતા થયા ત્યાર પહેલાં દેશ લોકોને નામે ઓળખાતો. આજ ઘણા દેશોને નામે ત્યાનાં લોક ઓળખાય છે છતાં તે લોકોને ત્યાંથી બીજી જગ્યોએ લઇ જઇએ અને ઘરબાર પણ ખસેડી લઇ જઇ શકીએ તો જે જમીનનો કટકો અને

વૃક્ષાદિનો સમૂહ રહેશે તેને આપણે દેશ કહીશું નહિ. એવાં નિર્જન સ્થળો છે તેને આપણે જંગલો કહીએ છીએ. ત્યારે દેશમાં દેશના લોકોનો સમાવેશ થાય છે. દેશને અને દેશના લોકોને કદી જુદા પાડી સકાયજ નહિ. માટે દેશનું હિત તેજ દેશના લોકોનું હિત છે અને દેશના લોકોનું હિત છે તેજ દેશનું હિત છે. એટલે અમુક દેશના લોકો પોતાના દેશને માટે જે કાંઇ કરે તેમાં તેમનોજ સ્વાર્થ સમાએલો છે. માટેજ દેશભકિત દેશના પ્રત્યેક જનની પવિત્ર ફરજ છે.

પરંતુ આ દેશભકિત રાખવી એ લાગે છે તેવું સહેલું કામ નથી. કેટલાક લોક સમજે છે તેમ એકલો બહિષ્કાર કરવાથી દેશભકત થવાતું નથી. જે પ્રજા હાલ આપણા ઉપર રાજ્ય કરે છે તે કાંઇ ઉંચેથી ઉતરી આવી નથી: એ પણ એક માનવ પ્રજા છે. વળી વિદેશી છે એટલે આપણો સ્વભાવ અને આપણી ભાવનાઓ ન સમજે એ પણ સ્વાભાવિક છે. અને તેથી એમના કારભારમાં પણ ભુલ તો થાયજ. આપણે એ લોકોના દેશનું રાજ્ય ચલાવવા જઇએ તો આપણે પણ ભૂલો કરીએજ. પરંતુ એ પ્રજાની સાથેના આપણા સંયોગથી આપણને અનેક લાભ થયા છે એ પણ વિસરવું ન જોઇએ. આ કહેવાનો હેતુ એવો નથી કે જ્યાં ભૂલો જણાય ત્યાં તે ન બતલાવવી. ભૂલો તો બતલાવવીજ જોઇએ. એ આપણી દેશ ભકિતનો તેમજ રાજ્ય નિષ્ઠાનો ધર્મ છે અને એમાં કાંઇ ડરવાનું નથી. પરંતુ આપણું બધું લક્ષ એમની ભૂલો શોધવાપર ન આપવું જોઇએ. કારણકે એમ

કરવાથી પછી દેશહિતનાં કાર્યો પર પુરતું લક્ષ અપાતું નથી, દેશની સેવા થતી નથી. એ સિવાય દેશોદ્ધારના અનેક સાધનો આપણે તૈયાર કરવાનાં છે. માટે આપણું લક્ષ આવી બાબ-તોપર વધારે રહેવું જોઇએ. આપણો દેશ એક સમર્થ રાષ્ટ્ર શી રીતે બને તેનું આપણે નિરંતર ચિંતન કરવું જોઇએ અને યોગ્ય લાગે તેવાં પગલાં ભરવાં જોઇએ. કેલવણી, ધર્મ, સાહિત્ય, વ્યાપાર, ઉદ્યોગ, કળાકૌશલ્ય, વિગેરે અનેક બાબતોમાં આપણે ઘણું ઘણું અને ઘણીજાતનું કામ કરવાનું છે; આ વિષયોમાં ઘણી દેશસેવા બજાવવાની છે. એ સેવા તેજ ખરી દેશ ભક્તિ. સમયનો, શારીરિક સુખનો, કુટુંબસુખનો, આર્થિક અને માનસિક સંપત્તિનો અને સમયે પ્રતિષ્ટાનો પણ ભોગ આપવો પડે તો તેવો ભોગ આપવા સ્વદેશ ભકતે તૈયાર રહેવું જોઇએ. હંમેશાં યાદ રાખવું કે જે પ્રેમ સેવા દ્વારા વ્યકત થતો નથી તે ખરો પ્રેમજ નથી. આવો પ્રેમ રાજ્ય કારભારની ભૂલોને વખોડયાં કરવાથી, કે એ કારભાર ચલાવનારાઓ પ્રતિ તિરસ્કાર બતાવ્યાથી ઉત્પન્ન થયો નથી, અને થશે નહિ. આવો પ્રેમ આપણા કર્તવ્યનું સત્યજ્ઞાન થયાથીજ ઉદ્ભવે છે, સેવા દ્વારા વ્યક્ત થાય છે, અને સેવાથીજ પોષાય છે. દેશભકિત એટલે સત્ય દેશભકિત થવી, અને ટકી રહેવી એ આમ કાંઇ સહેલું નથી.

સતત દેશસેવાનું ચિંતન કર્યા કરે. દેશોદ્ધારનાં સાધન શોધે, અને કેળવે તેજ ખરો દેશભકત કહેવાય. ત્યારે એ સા-ધન સંગ્રહ કેવો છે અને કેમ કેળવાય એ વિચારવું જરૂરનું છે; અને તેટલા માટે એક ભવ્ય રાષ્ટ્ર કેવું હોવું જોઇએ, તે

તપાસવાનું પ્રાપ્ત થાય છે. જેમ એક મનુષ્યની મ્હોટાઇ તેના શરીરના બાંધા પર આધાર રાખતી નથી તેમ એક રાષ્ટ્રની ઉચ્ચતા તેના વિસ્તાર ઉપર આધાર રાખતી નથી. જેમ એક મનુષ્યનો ઉત્કર્ષ તેના ચરિત્ર ઉપર આધાર રાખે છે તેમ એક રાષ્ટ્રનો ઉત્કર્ષ પણ તેના ચરિત્ર પર ઘણો આધાર રાખે છે. એક માનવીના-માં જે ગુણો શ્રેષ્ટ ગણાય છે તેજ ગુણોમાં રાષ્ટ્રની પણ શ્રેષ્ટતા છે. એક પ્રજાના લોકો જ્યાં સુધી હીંમતવાળા, પ્રમાણીક, સત્યવાદી, સદ્ગુણી અને ઉદાર થાય નહિ ત્યાં સુધી બીજી પ્રજા તેમને માન આપે નહિ. ઉત્તમ ચરિત્ર સંપાદન કરવા સારૂ નિયંત્રણા, આત્મસંયમ અને તીવ્ર કર્તવ્ય બુદ્ધિ એની પણ જરૂર છે. વળી કેટલીક આધ્યાત્મિક, માનસિક, અને ઔદ્યોગિક સંપત્તિની જરૂર છે.

આ સર્વ બાબતમાં દેશની સ્થિતિ સુધારવાનું મૂખ્ય સાધન કેલવણી છે. એ કેળવણી એકદેશી ન જોઇએ પણ સર્વદેશી જોઇએ. તેમ એકલી વ્યવહારિક નહિ પરંતુ ધર્મ, નીતિ અને વ્યવહારની કેલવણી જોઇએ. એકલી વ્યાવહારિક કેલવણી કદી સફલ થાયજ નહિ. આપણે ત્યાં એવી કેલવણીનાં પરિણાંમ સારાં આવ્યાં નથી. અને અહુણાં ધર્મ નીતિના શિક્ષણ પર જે જુજ જાજ લક્ષ અપાવવા લાગ્યું છે તેમાં ઘણો વધારો થવાની જરૂર છે. તેની સાથે જે વર્ગને જે કેલવણીની વિશેષ જરૂર હોય તે કેલવણી આપવી જોઇએ. આનો અર્થ આવો નથી કે જેને આપણે ઉચી કેળવણી કહીએ છીએ તેથી અમુક વર્ગોને વિમૂખ રાખવા; દરેક વર્ગને અનુકૂળ કેલવણીની યોજના કરવી અને અન્ય પ્રકારની કેલવણી તેમને લેવી હોય તો તેને માટે છુટ રાખવી. વળી કેટ-

લીક બાબતો એવી છે કે જે શાળાના વર્ગોમાં શીખાતી નથી. એવી બાબતોને માટે યોગ્ય સ્થાન અને સંસ્થાઓની રચના થવી જોઇએ. દાખલા તરીકે અખાડાઓ અને મંડળીઓ (Debating Societies.)

આ અને બીજાં અનેક સાધનો ( જેવાંકે ખેડુતોની સ્થિતિની સુધારણા, અવનતની ઉન્નતિ, સસ્તા પણ ઉચ્ચ સાહિત્યનો પ્રચાર વિગેરે ) જેનો પૃથક પૃથક વિચાર કરવાનો અવકાશ નથી તે સર્વ કેમ કેળવવાં તેનો નિર્ણય કરવાને માટે ઇતિહાસનો અભ્યાસ આવશ્યક છે. એકલા આપણા દેશનાજ ઇતિહાસના અભ્યાસથી આ કાર્ય થઇ શકે એમ નથી તેમજ એકલા પાશ્ચાત્ય પ્રજાઓના ઇતિહાસના અભ્યાસથી પણ આ કાર્ય થઇ સકે એમ નથી. આ બાબતોમાં યોગ્ય નિર્ણયપર આવવાસારૂ આપણા પૂર્વના ઇહિહાસનો સૂક્ષ્મ દ્રષ્ટિએ અભ્યાસ કરવો જોઇએ અને અન્ય દેશોનો ઇતિહાસ પણ તેવીજ સૂક્ષ્મ દ્રષ્ટિએ સમજવો જોઇએ. વળી આ અભ્યાસ એકલો લોકોની ઉન્નતિ પૂર્વે કયે માર્ગે થઈ છે એટલુંજ જાણુવાના વિચારથી કરવાનો નથી. આજ જે જે પ્રજાઓ મહા પ્રજાઓ ગણાય છે તેમની ઉન્નતિ કેમ થઇ, એ ઉન્નતિ થતાં તેમને શી અડચણો નડી, આપણુને એવી અડચણો નડે નહિ માટે શું ઉપાય યોજવા જોઇએ વિગેરેનો વિચાર કરવો જોઇએ. ઇતિહાસનું પુનરાવર્તન થયાંજ કરે છે ( History repeats itself ) એ એક પક્ષે સત્ય છે; પરંતુ એ સૂત્ર પર અંધ શ્રદ્ધા રાખ્યાથી ઇતિહાસની રચનાનો હેતુજ નષ્ટ પ્રાય થઇ જાએ છે. ઇતિહાસનો આવો અભ્યાસ દેશભક્તિનો પ્રેરક અને પોષક બેઉ છે.

દેશ સેવાની-માતૃભૂમિના પૂજાની- વિધિ અને સામગ્રિ કાંઇક આવાં છે. ધર્મના પ્રકરણમાં પૂજા જેમ નિસ્વાર્થિ તેમ વધારે શ્રેયદાયિની નીવડે છે તેમ આમાં પણ છે. દેશ ભક્તોના અને મહા પુરૂષોના જીવનનો બોધ પણ આજ છે. આ સૂત્રનું વિસ્મરણ થવાથી મહા અનર્થો થાય છે. માધવે પોતાની પ્રતિષ્ટાપર જેટલી પ્રીતિ બતાવી તેટલી પ્રીતિ સ્વદેશ પ્રતિ બતાવી હતે, કરણે પોત્તાના હૃદયમાં કામાસક્તિને બદલે તેટલીજ દેશભક્તિ ભરી હતે, તો ગુજરાતનો ઇતિહાસ હાલના કરતાં કાંઇ વધારે સુંદર સ્વરૂપજ ધારણ કરતે.

છેવટે એટલું કહેવાની જરૂર છે કે વિદ્યાર્થી વર્ગ ઉપરજ દેશના ભવિષ્યની સર્વ આશાઓ છે. અને તેટલા સારૂ વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી દેશભક્તને અવશ્યનો અભ્યાસ છેક પહેલેથી આરંભ કરવો પડે નહિ માટે દેશહિતને લગતી બાબતો પર તેમણે મનન કરતાં શીખવું જોઇએ; પરંતુ આનો અર્થ એવો નથી કે વિદ્યાર્થીઓએ આવી બાબતોમાં ઝંપલાવીને પડવું અને વિદ્યાભ્યાસને ભોગ આપવો. દેશભક્તિ અને તેને લગતાં અનેક કાર્યોમાં જે સ્થિરતા, કાર્યદક્ષતા, બુદ્ધિ, દીર્ઘ દ્રષ્ટિ, આત્મસંયમ વિગેરેની જરૂર છે તે વિદ્યાર્થીજીવનમાં હજુ તો વિકાસજ પામે છે એટલે વિદ્યાર્થીઓએ જાહેર ચળવળોમાં આગળ પડતો ભાગ લેવો એ સારૂં નથી. તેમ કેટલાક વિદ્યાર્થીઓમાં દેશહિતની પ્રવૃતિઓ તરફ જે ઉદાસીનતા જોવામાં આવે છે તે પણ શોચનીય છે. વિદ્યાભ્યાસનો ભોગ આપ્યા સિવાય દેશહિતના પ્રશ્નોપર એ પ્રશ્નોના અભ્યાસને આવશ્યક નિર્દોષ લક્ષ આપવાથી રાજ્યને તેમજ પ્રજાને બેઉને હાની કરતાં લાભ વધારે છે.

# ઇતિહાસનો અભ્યાસ.



ઇતિહાસના અભ્યાસ વિષે લખતાં 'ઇતિહાસ' ની વ્યાખ્યા આપવાની ભાગ્યેજ જરૂર છે. અમુક દેશ કે પ્રજાની ઉત્પત્તિ ક્યારે અને કેમ થઇ, તેનો વિકાસ જુદે જુદે કાલે ભિન્ન ભિન્ન સંયોગોમાં કેવી રીતે અને કેટલો થયો, આ વિકાસને અંગે કઇ કઇ પ્રવૃત્તિઓ થઇ અને તે સર્વનું પરિણામ શું આવ્યું, વિગેરે બાબતોનો સંગ્રહ તે તે દેશનો કે પ્રજાનો ઇતિહાસ એમ આપણે કહીએ છીએ. કયા કયા રાજાઓએ ત્યાં રાજ્ય કર્યું; તેમના સલાહકારો અને પ્રધાનો કોણ હતા; તેમણે રાજ્ય વ્યવસ્થા કેવી રીતે રાખી; આ બધી વિગતોનો ઇતિહાસમાં સમાવેશ થાય છે એટલુંજ નહિ પરંતુ સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક વિગેરે સર્વ પ્રદેશોનું અવલોકન ઇતિહાસનું અંગ છે.

ઇતિહાસનો અભ્યાસ અનેક રીતે લાભકારક છે. પહેલો અને મૂખ્ય લાભ તો એજ છે કે ઇતિહાસ વાંચ્યાથી આપણને એક અચળ મહાન વિશ્વનિયમનું જ્ઞાન થાય છે. જગતની અસ્થિરતાનું આપણને પળે પળે ભાન થાય છે. એક કવિ કહે છે કે,

"ઇતિહાસની આરશી સાહી મ્હેં જોયું માંહિં,
ચિરથાવર દીઠું ન કાંઇ ફરતી છે છાંઇ."

જગતમાં સ્થિર સ્થાવર કાંઇ જણાતું નથી, જ્યાં ત્યાં ફરતી છવાઈ રહી છે, ફેરફાર થયાં કરે છે, એ જ્ઞાનની માનવજીવનપર બહુ પ્રબલ અસર થાયછે. જગતના આ ચલિત સ્વભાવનું જ્ઞાન સંપત્તિના સમયમાં સંતોષજનક અને મદનાશક, વિપત્તિમાં આશ્વાસક, અને સર્વ પ્રવૃત્તિઓમાં ઉત્તેજક છે. જગતનો સ્વભાવ આવો છે એવું જેને જ્ઞાન થયું છે, એટલે જેને એવી સંપૂર્ણ પ્રતીતિ થએલી છે, તે સુખના દિવસોમાં છલકાઇ જતો નથી તથા કાલની સત્તા વિસરતો નથી; અને દુઃખના દિવસોમાં આને આ સ્થિતિ કાયમ રહેશે નહિ પણ બદલાશે એ વિચારે દીલાસો લે છે તથા તેને અનુકુળ થઇ રહેવા પ્રયત્ન કરે છે. સર્વ પ્રવૃત્તિનો હેતુ ચાલુ સ્થિતિમાં કાંઇ પણ ફેર કરવાનોજ હોય છે, એટલે આવો ફેરફાર જગતના સ્વભાવથી વિરૂદ્ધ ન હોઇ શકય છે એવી પ્રતીતિ આવા મનુષ્યના હૃદયમાં ઉત્સાહ ભરી દે છે અને તેને પ્રવૃત્તિ માર્ગમાં દોરે છે.

ઇતિહાસના અભ્યાસનું એક બીજું મહા ફળ એ છે કે આપણી સાંપ્રત સ્થિતિ આપણને આપણા પૂર્વજો તરફથી વારસામાં મળેલી છે, એમ સ્પષ્ટ જણાય છે. આટલું સમજ્યા તાંજ આપણે આપણને મળેલા આ અમુલ્ય ધનમાં આપણા વશંજો માટે વધારો કરવો એ આપણી પવિત્ર ફરજ છે એવું ગણીએ છીએ. એમાં આપણને કેટલે અંશે સાફલ્યતા પ્રાપ્ત થાય છે એ પ્રશ્ન જુદો છે. કર્તવ્યબુદ્ધિ હશે ત્યાં આ વારસામાં વૃદ્ધિ કરવાની શક્તિ સ્ફુરવાનો સંભવ છે, પરંતુ એકલી

શક્તિ કામે લાગતી નથી. માટે આવી કર્તવ્ય બુદ્ધિ જાગૃત થવી એ એક મ્હોટો લાભ છે. આપણા વંશજો પ્રતિના આપણા આવા કર્તવ્યના સ્વીકારથી "મારે કેટલા કાળ સારૂ" એ ઉદ્ગારમાં સુચિત થતો નિરાશવાદ નિર્મૂળ થાય છે અને પરિણામે સિદ્ધિકાલનો વિચાર કર્યા વિના આ મરણાંત પ્રયત્નશીલ થવાય છે.

વળી વિચાર કરતાં એમ પણ માલુમ પડશે કે અમુક દેશ કે પ્રજાનો ઇતિહાસ તેના મહાન પુરૂષોના જીવનના ઇતિહાસોનું સમગ્ર દર્શન છે. ઐતિહાસિક બનાવો સાથે તેમને ઘણો ગાઢો સંબંધ હોય છે અને જેટલી અસર ઇતિહાસની તેમના પર થાય છે તેટલી અસર તેમના જીવનની ઇતિહાસ પર થાય છે. આપણે કદી દેશના મહાન પુરૂષો અને તેમના જીવનના પ્રસંગોને જુદા પાડીએ તો ઇતિહાસ માંસ અને રૂધિર વિનાના હાડપિંજર જેવો થઇ જશે. ઇતિહાસમાં આપણને રસ પડે છે તેનું કારણ મહાન પુરૂષો એમાં જે ભાગ લે છે તેજ છે. જે રાજાના રાજ્યકાલમાં કાંઇ જાણવા જોગ બનાવો બન્યા નથી હોતા, એટલે મહાન પુરૂષોએ કાંઇ જાણવા જોગ કાર્યો કર્યાં નથી, તે રાજાના સમયનો ઇતિહાસ શુષ્ક, નિરસ લાગે છે. તેથી કરીને અભ્યાસકના ચરિત્ર પર જેટલી અસર જીવન કથાઓ અને જીવન ચરિત્રોની થાય છે તેટલીજ બલકે વિશેષ અસર ઇતિહાસના અભ્યાસથી થાય છે. જેમ એક મનુષ્યના જીવનના અનેક પ્રસંગો અનેકધા બોધક થાય છે તેમ પ્રજાના જીવનના ભિન્ન ભિન્ન પ્રસંગો ભિન્ન

ભિન્ન રીતે બોધક થાય છે. પ્રતાપ તીવ્ર દેશભક્તિ અને અત્યંત બહાદુરીનો બોધ કરે છે, તો અકબરના કાલનો ઇતિહાસ કુશળ રાજ્યકર્તાની રાજ્યનીતિની શક્તિનું ભાન કરાવે છે. પરલોકવાસી ઓ. મહાદેવ ગોવિન્દ રાનાડે આપણી દેશભક્તિ, આપણો વિદ્યાવિલાસ અને ઉદ્યોગ સતેજ કરેછે, અહુણાંજ પ્રસિદ્ધ થએલું શેઠ મુરારજી ગોકુલદાસજીનું જીવન ચરિત્ર સ્વાશ્રયનો મધુરસ ચખાડે છે તો આપણા દેશનો ઇતિહાસ કુસંપના કડવા ફલો ચખાડે છે. ઇંગ્લંડના ઇતિહાસનો અભ્યાસી એ દેશના લોકોની સ્વાતંત્ર્ય ની ભાવનાપર મોહ પામશે અને પોતાના જીવનમાં આ ઉચ્ચ ભાવનાનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરશે. ફ્રાંન્સનો ઇતિહાસ અજ્ઞાન લોકોને ઉશ્કેરવામાં કેટલો ભય સમાએલો છે તેનું ઝળહળતું દ્રષ્ટાંત છે.

ઇતિહાસનો અભ્યાસ દેશભક્તિનો પ્રેરક અને પોષક છે. આપણા પૂર્વજોએ પૂર્વે જે દેશસેવાઓ બજાવેલી છે અને તેમ કરીને જે રાષ્ટ્રીય સમૃદ્ધિ આપણે માટે મૂકી છે તેનો વિચાર કરતાં આપણે તેમના પ્રતિ માન ઉત્પન્ન થાય છે. આપણે પણ એવી દેશસેવા કરીએ તો કેવું એવો વિચાર આવે છે. તેમને મળેલી સાફલ્યતામાંથી ઉત્સાહ, અને તેમની નિરાશાના પ્રસંગોમાંથી એ નિરાશાને દુર રાખવાના ઉપાયો જડે છે અને આપણામાં દેશભક્તિનું બીજ રોપાય છે અને પોષાય છે. આપણા દેશમાંજ જે દેશભક્તિ અહુણાં જોવામાં આવે છે તેનું મૂળ તપાસીએ તો જણાશે કે એ ઇંગ્રેજ લોકોના ઇતિહાસના અભ્યાસનું અને તેમની સાથેના પરિચયનું પરિણામ

છે. વેલીંગટન, નેલસન, લ્યુથર, હેમ્પડન, ક્રોમવેલ વિગેરે પાશ્ચાત્ય દેશભકતોના કાર્યો ઇતિહાસમાં વાંચી આપણે એવું સમજવા લાગ્યા કે દેશભકિત એ આપણી પવિત્ર ફરજ છે.

દેશભકતોને તો ઇતિહાસનો અભ્યાસ આવશ્યકજ છે. કારણકે એમાં મહાન દેશભકતોના અનુભવોનો સંગ્રહ મળે છે. પોતાના દેશની ઉન્નતિ સાધવાનો પ્રયત્ન કરનારને અન્ય દેશોની ઉન્નતિ કેમ અને કેવા પ્રકારે થઇ એ જાણવાની ઘણી જરૂર છે, અને આ બાબતો ઇતિહાસમાંથી જડે છે. ઉન્નતિના સાધનો કયાં છે અને તેનો કેવો ઉપયોગ કરવો જોઇએ, કેવા સંયોગોમાં કેવી રાજ્યનીતિ સફલ નીવડી છે, વિગેરે બાબતોનો ઇતિહાસ દ્વારા અભ્યાસ કર્યા વિના આપણે દેશસેવામાં ઝંપલાવીએ તો અનેક અનર્થ થવાનો સંભવ રહે છે. અનુભવ વિના જ્ઞાન થતું નથી અને દરેક જાતના અનુભવ દરેક જણને થાય ત્યાંસુધી કોઇ કાંઇ કરે નહિ તો ઉન્નિતિનો અવકાશજ રહેતો નથી; તેમ જ્ઞાન વિના અમુક કાર્યમાં ઝંપલાવવું એ. કાંટાવાળી અંધારી જગ્યામાં દીવો લીધા વિના પ્રવેશ કરવા જેવું છે. આમ દેશભકિતના દેશ સેવાના કાર્યો કરવાની ઇચ્છા રાખનારને તો ઇતિહાસ સાગરમાં નાવ રૂપ થઈ રહે છે.

ત્યારે ઇતિહાસનો અભ્યાસ કેવી રીતે કરવો જોઇએ ? અમુક દેશમાં અમુક કાળે અમુક રાજા રાજ્ય કરતો હતો, તેણે આટલા વર્ષ રાજ્ય કર્યું અને તેના સમયમાં કાંઈ વિગ્રહ

થયા તો તે કયા વર્ષમાં એટલુંજ જાણ્યાથી તે દેશનો ઇતિહાસ જાણ્યો એમ કહેવાય નહિ. ઇતિહાસમાં નોંધાએલા અનેક બનાવો ભાગ્યેજ કેવળ અસંબદ્ધ હોય છે. ગત અવસ્થામાંથી સાંપ્રત કેમ ઉદય પામે છે, અને સાંપ્રતમાં ભવિષ્યનાં બીજ કેવા રીતે છુપાયલાં રહે છે તેનું સૂક્ષ્મ બુદ્ધિએ અવલોકન કરીએ તોજ ઇતિહાસનો અભ્યાસ સફળ થાય. રાજ્યકર્તાઓ અને પ્રધાનોના નામો અને સંધિવિગ્રહના પ્રસંગોની તારીખો નિરૂઉપયોગી નથી. પરંતું એટલામાંજ ઇતિહાસની સમાપ્તિ નથી થતી. વિગ્રહનું કારણ શું, કેવી પરિસ્થિતિમાં વિગ્રહ ઉત્પન્ન થયો, જેમની વચ્ચે વિગ્રહ થયો તેમાંથી કોને શીર એ વિગ્રહની જવાબદારી વધારે રહે છે, વિગ્રહમાં દરેક પક્ષનું કેવું વર્તન હતું, તેનું પરિણામ શું આવ્યું અને તેથી જન સમાજ પર, રાષ્ટ્ર પર, આસપાસના રાષ્ટ્રોપર શી અસર થઇ વિગેરે ઘણી બાબતપર વિચાર કરવાની જરૂર છે. ઇતિહાસનો આવો અભ્યાસ કરીએ તોજ આપણે એ અભ્યાસ બોધક થાય છે અને તદર્થે કરેલો શ્રમ સફલ થવા સાથે ઇતિહાસનો હેતુ પાર પડે છે.

પરંતુ આપણા દેશનો ઇતિહાસ જોઇએ તેવી રીતે લખાએલો જણાતો નથી. ગતકાલને માટે આપણામાં અતિમાન પ્રેરે એવું એક પણ ઇતિહાસનું પુસ્તક લખાયું નથી, ઇંગ્રેજ લોકોએ કેટલાક પુસ્તકો લખ્યા છે; પરંતુ જ્યાંસુધી આપણા દેશનાજ લોકો દેશભકિતથી ઉભરાઈ જતા હૃદયે આપણો ઇતિહાસ, સંશોધન કરી લખે નહિ, ત્યાં સુધી આ-

પણ ઇતિહાસની આપણા સામાજિક, ધાર્મિક, કે રાષ્ટ્રીય જીવનપર જોઇએ તેવી અસર થવી અશકય છે. આપણા દેશ ભકતોની ભકિતનો, સમૃદ્ધિવાનની સમૃદ્ધિનો અને વિદ્વાનની વિદ્યાનો ઉપયોગ જ્યાં સુધી આપણા દેશના ઇતિહાસનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં ઉપયોગ થાય નહિં ત્યાં સુધી દેશોન્નતિનું આ એક મૂખ્ય સાધન કેળવવા આપણે કશું કરતા નથી એ દોષથી આપણે કદી મુકત થઇ શકીશું નહિ.

ઇતિહાસનો અભ્યાસ આમ અનેક રીતે લાભકારક છે. પણ શાળામાં વિદ્યાર્થીઓ હીંદુસ્તાનના ઇતિહાસ કરતાં ઇંગ્લાંડના ઇતિહાસપર વધારે લક્ષ આપતા જણાય છે. આપણા દેશના ઇતિહાસનો કેટલો સત્કાર કરવો જોઇએ તેનો તેઓ વિચાર કરશે તો આ બાબતમાં તેઓ કેટલી ભૂલ કરે છે તે સ્પષ્ટ સમજાશે. ઇંગ્લાંડના ઇતિહાસપર જેટલો પ્રેમ રખાય છે તેથી વધારે પ્રેમ આપણા દેશના ઇતિહાસ પર રાખવો જો ઇએ. અને તેનો અભ્યાસ ઉપર સૂચવેલે માર્ગે થવો જોઇએ. ઇતિહાસના અભ્યાસનું વિવેચન પૂર્ણ કરતાં પહેલાં હીંદુસ્તાનના ઇતિહાસના અભ્યાસની આવશ્કકતા પ્રતિ વિદ્યાર્થિઓની ઉદાસીનતાની અયોગ્તાપર લક્ષ ખેંચવું યોગ્ય ધાર્યું છે તે તેમનાજ હિતાર્થે છે.



# कर्तव्य.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥
भगवद् गीता.

કર્તવ્ય એ એ શબ્દના અપભ્રંશ 'કરતવ'નું શુદ્ધ રૂપ છે. ધર્મ અને ફરજ શબ્દો પણ આજ અર્થ સૂચવે છે. કર્તવ્યની વ્યાખ્યા પ્રસિદ્ધ ઈંગ્રેજ લેખક ડૉ. સ્માઇલ્સ આવી રીતે આપે છે:— " Duty is a thing that is due, and must be paid by everyone who would avoid present discredit and eventual moral insolvency." અર્થાત કર્તવ્ય એ એક જાતનું ઋણ છે; નૈતિક વ્યાપારમાં આપણી શાખ સાચવી રાખવાને અને નૈતિક દેવાળામાંથી બચવાને એ રૂણ અદા કરવું એ જરૂરનું છે. જે કર્યા વિના છુટકો નથી, જે કર્યાથી આપણે કાંઇ વધારે કરતા નથી, પણ જે ન કરીએ તો અપકીર્તિ થાય, ખોટું કહેવાય, તેને કર્તવ્ય કહીએ છીએ. જે કાંઇ આપણે કરવુંજ જોઇએ તે આપણું કર્તવ્ય.

સહજ વિચાર કરીશું તો જણાશે કે આપણું જીવન કર્તવ્યમયજ છે. છેક બાલ્યવસ્થાથી માંડીને તે વૃદ્ધાવસ્થા

સુધી, મરણ સુધી કાંઇ નહિ ને કાંઇ કર્તવ્યો કરવાનાંજ હોય છે. બાલ્યાવસ્થામાં માબાપ અને વડીલોની આજ્ઞા પાળવી; વિદ્યાર્થી જીવનમાં માતાપિતા અને ગુરૂજનની આજ્ઞા પાળવી, વિદ્યાભ્યાસ કરવો અને સદ્દગુણો ગ્રહણ કરવા; વ્યવહારમાં પડતાં સંસાર વ્યવહારનો નિર્વાહ કરવો, કુટુંબની વ્યવસ્થા રાખવી, જ્ઞાતિહિતનાં દેશહિતનાં કાર્યોમાં યથાશકિત ભાગ લેવો અને મદદ કરવી; સર્વ અવસ્થામાં ઇશ્વરપર પ્રીતિ અને વિશ્વાસ રાખવો; આ અને આવાં કર્તવ્યોથી આપણા જીવનનું આકાશ ભરાઇ ગએલું દેખાય છે. જે કાળે જે કર્તવ્ય સર્વ કર્તવ્યોપર આધિપત્ય ભોગવે છે, અથવા જેણે ભોગવવું જોઇએ, તેનો વિચાર કરીને આપણા પૂર્વજોએ ઘણી સૂક્ષ્મ બુદ્ધિથી માનવીના આયુષ્યને ચાર વિભાગમાં વહેંચી નાખ્યું છે. આ વહેંચણી અનેક રીતે હિતકર છે. પાશ્ચાત્ય પ્રજાઓ પણ આના એક ભાગનો તો સ્વીકાર કરવા લાગી છે, પરંતુ તે એક નિરાળો પ્રશ્ન છે. અત્ર તો માત્ર એટલુંજ કહેવું જરૂરનું છે કે આપણાં કર્તવ્યો અનેક છે અને જુદે જુદે કાળે આપણને જુદાં જુદાં કર્તવ્યો અદા કરવાનું પ્રાપ્ત થાય છે.

જગતનો વ્યવહાર કર્તવ્યબુદ્ધિ પરજ આધાર રાખે છે. આપણામાં કર્તવ્યવિવેક ન હોય તો જગત કલેશ, કલહ, અને દુઃખનું સંગ્રહસ્થાન થઇ રહે, શાંતિ અને સુખ શોધ્યાં જડે નહિ. સહુ પોતાનોજ સ્વાર્થ શોધે કોઇ કોઇની પરવા કરે નહિ, અને બળવાન લોકોનું હમેશાં ફાવે અને નબળા લોકો

કચરાઇ જાય, ગુલામગીરી જેવા શરમ ભરેલા રિવાજો પ્રસરે અને ટુંકમાં કોઈ પણ પ્રકારની વ્યવસ્થા રહેજ નહી, જ્યાં ત્યાં અવ્યવસ્થાજ જોવામાં આવે. આ બાબતનો જેમને ખાત્રી ન થતી હોય તેમણે આધુનીક અનાર્ય આર્ય સંસાર પર દ્રષ્ટિ કરવી અને જોઇ લેવું કે આપણી પુરાણી કર્તવ્યની ભાવનાનો લોપ થયાથી આપણા સંસારમાં કેટલો કલેશ અને કલહ પેસી ગયાં છે! આપણા રાષ્ટ્રીયજીવનમાં પણ કર્તવ્યબુદ્ધિના લોપથી આપણે કેવાં માઠાં પરિણામો વેઠીએ છીએ?

તીવ્ર કર્તવ્યબુદ્ધિ ઉંચા પ્રકારના ચારિત્રનું મૂખ્ય લક્ષણ છે, કારણકે એથી બીજા ઘણા સદ્દગુણોને પોષણ મળે છે. નિષ્કામ વૃત્તિ, અત્યંત નિરાશાના પ્રસંગોમાં પણ અચળ રહે એવું ધૈર્ય અને ઉત્સાહ, દ્રઢતા અને આગ્રહ, ક્ષમા અને આત્મ સંયમ વિગેરે ઘણા ગુણોને તીવ્ર કર્તવ્યબુદ્ધિ પુષ્ટિ આપે છે. ઇચ્છાશકિતને સર્વ કરતાં વધારે પુષ્ટિ મળે છે, વારેવારે કર્તવ્ય ભ્રષ્ટ કરનાર અનેક જાતની લાલચો સનમુખ આવીને ઉભી રહે છતાં આપણે આપણા કર્તવ્યનેજ વળગી રહેવું; સગાંના સ્નેહનો, સજ્જનોના સત્કારનો, મિત્રોની મૈત્રીનો ટુંકમાં જરૂર પડે તો સર્વ પ્રકારનાં સુખનો, ભોગ આપવો પડે છે. આમ કરવામાં ઘણી સબળ ઇચ્છા શકિતની જરૂર પડે છે, અને પ્રત્યેક પ્રસંગે ઇચ્છા શકિતનું બલ વૃદ્ધિ પામે છે.

અદ્દભૂત કર્તવ્યનિષ્ટાના દ્રષ્ટાંતો પ્રત્યેક દેશના ઇતિહાસમાંથી મળી આવે છે. પૂર્વે આપણા દેશમા તો સમાજની

રચનાજ કર્તવ્યની ભાવના ઉપર હતી એટલે આપણા સાહિત્યમાં આવાં દ્રષ્ટાંતો વિરલ નથી. હરિશ્ચંદ્ર, રંતિદેવ, અર્જૂન ભીષ્મ, પ્રતાપ, શિવાજી, આપણા સાહિત્યમાં પ્રકાશે છે. નેલસન, વોશીંગટન વિગેરે અનેક પરદેશી નરરત્નોનાં નામ અને ચરિત્રથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. રશીઆ અને જાપાનનો વિગ્રહ ચાલતો હતો ત્યારે પોતાના પુત્રના મૃત્યુના સમાચાર સાંભળી એક સ્ત્રી રડતી હતી તેને કોઇ દીલાસો આપવા ગયું ત્યારે તેણે ઉત્તર આપ્યો કે હું મ્હારા પુત્રના મૃત્યુનો શોક કરતી નથી. મ્હારા દેશને માટે પોતાનો આત્મા અર્પણ કરી શકે એવો એકપણ પૂત્ર હવે છે નહિ તેથી મને શોક થાય છે. શું અદભૂત કર્તવ્યનિષ્ટા ! મરતાં બચેલો છેલ્લો પુત્ર પણ બચ્યો નહિ, મૃત્યો પામ્યો, તેનો શોક નથી! પરંતુ માતૃભૂમિને બળિદાન આપવા હવે એક પણ પુત્ર રહ્યો નથી તેનો શોક છે ! આવી માતાના પુત્રો વામનજી સરખા છતાં પણ વિજય મેળવે એ યોગ્યજ છે.

કર્તવ્યની ભાવના આવી ઉચ્ચ, ઉ-તેજક અને સદગુણ પોષક છે. એવું સમજી, પૂર્વકાલના કર્તવ્યનિષ્ઠ નરરત્નોનાં દ્રષ્ટાંત જોઇને આપણે પણ કર્તવ્યનિષ્ઠ થવું જોઇએ કારણ કે કર્તવ્યની ભાવનાની ચરિત્ર ઉપર ઘણી અસર થાય છે. જે દેશના લોકો કર્તવ્યનિષ્ઠ હોતા નથી તે દેશનો ઉદય થતો નથી. જ્યાં સુધી આ ભાવના લોકોના હ્રદયમાં ઉદય પામતી નથી ત્યાં સુધી એકઠા મળી દેશહતિના કાર્યો થઇ સકતાં નથી અને જ્યાં સુધી એકઠા મળી દેશહિતના કાર્યો કરીએ નહિ ત્યાં

સુધી દેશોન્નતિ થવી અશકય છે. सीदंती मम गात्राणी કહી મહાભારતના યુદ્ધમાં ભાગ લેવાની અર્જુને ના કહી અને હથિઆર કોરે મૂકયાં ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને જે બોધ આપ્યો છે તેનો સાર પણ એજ છે કે તારાં કર્તવ્યો કર્યો જા કારણકે સ્વધર્મને અનુસરવામાંજ શ્રેય છે. જીવલ્હેણ ઘા વાગ્યો અને મૃત્યુ સમીપ આવ્યું ત્યારે ઇંગ્લાંન્ડના મહાન યોદ્ધા નેલસને પોતાની ફરજ બજાવવાને મળેલા પ્રસંગને માટે પરમેશ્વરનો ઉપકાર માન્યો તેમાં પણ આજ બોધ સુચિત થાય છે.



# હાલનાં નાટકો.

મનુષ્યના ચારિત્ર ઉપર સાહિત્ય ઘણા પ્રકારની અસર કરે છે એ સર્વમાન્ય વાત છે. જનસમાજ એ અનેક મનુષ્યોનો સમૂહ હોઇ જનસમાજ ઉપર પણ સાહિત્યની ઘણી અસર થાય છે. સાહિત્યને અને ચારિત્રને આવો ગાઢો સંબંધ હોવાને લીધે સાહિત્યકારોએ જનસમાજના નૈતિક ઉત્કર્ષને માટે સાહિત્યનો અનેક માર્ગે ઉપયોગ કર્યો છે. નાટ્ય 'પ્રયોગ એ આ અનેક માર્ગમાનો એક છે.

સ્વાનુભવ એ સર્વોત્તમ સિક્ષક છે; પરંતુ પરાનુભવપરથી ડાહ્યા થવામાં અનેક ફાયદા છે. અનુભવનાં ફલ ઘણાં કડવાં હોય છે અને પરાનુભવ પરથી બોધ ગ્રહણ કરતાં જેને આવડે છે તેને આ કડવાં ફલો ચાખવાં પડતાં નથી. પરંતુ પરાનુભવ દ્વારા બોધ ગ્રહણ કરવો એ સહેલું નથી. કયાં તો આપણને પારકાના અનુભવપર લક્ષ આપવાનો, તેમના અનુભવો અને પરિણામોનો વિચાર કરવાનો અવકાશ મળતો નથી, કે તેનું જોઇએ તેવું પ્રથક્કરણ કરવાના સર્વ સાધનો આપણી પાસે હોતાં નથી. આવાં અનેક કારણોને લીધે પરાનુભવ સ્વાનુભવ જેવો કષ્ટકર નથી તો તેની પ્રાપ્તિ સાધારણ રીતે દુર્લભ છે. નાટ્ય પ્રયોગોદ્વારા પરાનુભવ સુલભ થાય છે. આ જગતમાં કેવી કેવી જાતના મનુષ્યો છે, તેઓ કેવું વર્તન

કરે છે, અને પરિણામે શાં સુખ કે દુઃખ ભોગવે છે એની ઝાંખી રંગભૂમિદ્વારા જનસમાજને કરાવી શકાય છે. વળી સ્થૂળ દેહના સ્થૂળ રોગોના દાકતરો જેમને ગળે કિવનાઇન ઉતરતું નથી તેમને ખાંણુના પડવાળી "કિવનાઇન"ની ગોળીઓ આપે છે તેમ જનસમાજના નૈતિક રોગોના વૈદ્યો સાહિત્યકારો રંગભૂમિપર મોહક, આકર્ષક અને સુંદર પ્રસંગોના દર્શનદ્વારા સદ્બોધનું ઔષધ પાઇ દે છે. પરાનુભવના દર્શનદ્વારા સદ્બોધ કરવો એ નાટકોનો ઉદ્દેશ છે.

નાટય પ્રયોગોનો ઉદ્દેશ આવો ઉચ્ચ છે. હવે એ ઉચ્ચ ઉદ્દેશ પાર પાડવા માટે કેવાં સાધનોની જરૂર છે તેનું દર્શન કરી લઇએ કે હાલના નાટકોથી કેટલે દરજ્જે આ ઉદ્દેશ પાર પડે છે તે જણાય.

સહજ વિચાર કરતાં જણાશે કે નાટકમાં ઉચ્ચ સદ્ગુણી પાત્રોનું પ્રાધાન્ય જોઇએ. ઉચ્ચ કવિતા અને સુંદર સંગિત જોઇએ, વસ્તુસંકલના પ્રેક્ષકને તલ્લીન કરે તેવી પરંતુ સ્વાભાવિક જોઇએ, નટોમાં સારી અભિનય કલા જોઇએ, અને જે જે સ્થળો વિગેરેની સાથે નાટકની કથાને સંબંધ હોય તે દેખાવ સારૂ યોગ્ય પડદા વિગેરે સાહિત્ય જોઇએ. આખું નાટક એવું જોઇએ કે તેમાંથી પ્રેક્ષકોને આનંદ સાથે બોધ મળે, તેમની સદ્વૃત્તિ પોષાય અને દુર્મતિ શોષાય. સારા નાટકનાં સાધનો ટુંકમાં ઉપર કહ્યાં તેવાં છે.

સારી વસ્તુ, સારી સંકલના, ઉંચી કવિતા; નાટકના આ ગુણો લેખક કુશળ સાક્ષર ન હોય ત્યાં સુધી આવી શકે નહિ. એટલે

નાટય પ્રયોગોની રચના કોઇ કુશળ સાક્ષર ને હાથે થએલી હોય તોજ ઉંચા પ્રકારનું નાટક થઇ શકે. હાલના નાટકોની રચના ભાગ્યેજ કુશળ સાક્ષરોને હાથે થાય છે, એટલે નાટકના આ ગુણો આપણા નાટકોમાં આવતાજ નથી. સદ્દગત ડાહ્યાભાઇ ધોળશાજીના નાટકોમાં કવિતાનો અંશ જોવામાં આવતો હતો, તોપણ એમની કૃતિઓમાં બીજા ઘણા દોશ રહી ગએલા છે. બાકી બીજી કંપનીઓમાં ભાગ્યેજ કવિતાના દર્શન થાય છે. વસ્તુ અને વસ્તુસંકલનામાં પણ આમજ છે. નાયક અને નાયિકા પ્રેમમાં પડે અને તેમના પ્રેમમાં વિઘ્ન આવે, પ્રેમ માર્ગમાં તેમને વેઠવું પડે અને અંતે તેમનો સમાગમ થાય આ વસ્તુજ આપણા નાટકકારોને જડી છે. સારી વસ્તુ સંકલના પણ એક કળા છે અને જે વર્ગને હાથે નાટક રચવાનું કામ રહ્યું છે તે વર્ગપર દ્રષ્ટિ કરતાં સારી વસ્તુ સંકલતનાની આશા રાખવી વ્યર્થ છે. આ ત્રણ વસ્તુના અભાવે જે રસ પ્રેક્ષકોમાં ઉત્પન્ન થઇ શકતો નથી તે વિદુષકના હાસ્યજનક ચાળાં અને હલકાં પાત્રાની હલકાઇના અસભ્ય દર્શન દ્વારા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન થાય છે. પરિણામ એ આવે છે કે નાટકનો ઉદ્દેશ સહેજ પણ પાર પડતો નથી. અને જનસમાજની દુર્મતિનું શોષણ થવાને બદલે પોષણ થાય છે. એટલૂંજ નહિ પણ એમ પણ કહીએ કે, કેટલીક મંડળીઓ તો જનસમાજની વૃત્તિને અનુકૂળ થવાનું પોતાનું કાર્ય છે એમ સમજે છે તો તે ખોટું નથી.

જેઓ સંગિતના વિષયમાં અભિપ્રાય આપવાને યોગ્ય ગણાય છે તેઓ કહે છે કે આપણા નાટકોમાં સંગિતના

દર્શન પણ દુર્લભ છે. એટલે આ બાબતમાં પણ આપણી હાલની મંડળીઓમાં ઘણી ન્યૂનતા છે.

કેટલાક નટો અભિનય કળાને માટે કાંઇક વિખ્યાતિ પામયા છે, પણ એ બાબતમાં પણ નાટક મંડળીઓનું સમગ્ર દર્શન અત્યંત નિરાશાજનકજ છે. તેમાં કેટલીક નાયિકાઓ જે ચાળા કરે છે તેથી તો હદ થઇ. વેશ્યાઓ પણ જેવા ચાળા કરતાં શરમાય એવાં નખરાં આ પ્રેમી (!) નાયિકાઓ કરે છે અને અભિનય કલાને લજવાવે છે. એક નાયિકાને જ્યારે જ્યારે રંગ ભૂમિપર આવે ત્યારે વાંકી ચૂંકી, નીચી ઉંચી થતી અને આમ તેમ પગ મૂકતી ચાલતી જોઇ કોને તિરસ્કાર ઉત્પન્ન થયા વિના રહે ? આવી નાયિકા શુદ્ધ પ્રેમની ઉપાસક છે એવું કોણ માને ? જેઓ રાજાનો વેશ લે છે તેઓના તેમજ દરબારીઓના અને સીપાઇઓના અભિનય પણ કેવળ કૃત્રીમ અને અસ્વાભાવિક હોય છે. આપણા નટો એમ સમજતા જણાય છે કે છાતી કહાડીને ચાલવું, અને ચાલતાં ચાલતાં ચારે પાસ નજર કરવી, વારે વારે મુછપર હાથ મૂકવો એટલાં રાજાનો વેશ ઉત્તમ રીતે ભજવવાના સાધન. સિપાઇઓ જુઠી જુઠી ગરબડ કરે અને વારે વારે નાક પર આંગળી મૂકે, કાંઇ જવું પડે તો હડખાયા કુતરાની માફક દોડે એટલે ઉત્તમ સિપાઇગીરીનો નમુનો અપાય એમ સમજે છે ! પ્રધાનજી તો હંમેશાં ચીપી ચીપીનેજ બોલે !

પહેરવેશ અને રાચ રચીલા વિગેરેના સંબધમાં પણ આપણી મંડળીઓ ઘણી બેદરકારી બતાવે છે. નરસિંહ-મહેતાના વખતના માણસો ચેકના બુટ પહેરે, અને કુંભા

રાણાના મહેલમાં વિજળીના દિવા બળે તથા હારમોનિયમ ગોઠવાયલાં હોય તે કેવું લાગે ? કેટલીક વખતે તો પૂર્વકાળની સ્વર્ગીય વારાંગનાઓ મોજાં પહેરીને આવે છે ! અકબર અને ઔરંગઝેબના વખતના દરબાર પણ સાંપ્રત સમયના "સોફા"ઓથી શોભી રહે, અને તે વખતે વપરાતા ગાદી તકીયાનો બહિષ્કાર થાય ! ! આપણી સાંપ્રત સમયની સુધરે લી જમણવારો, "ટીપાર્ટીઓ અને ડીનરપાર્ટીઓ"નો દેખાવ નાટકમાં રજુ કરવાનો હોય, અને એ દેખાવમાં ઇંગ્રેજોને, પારસીઓને, વિગેરેને કોઇ ગંધાતી ગંદી ગલીમાં પતરાવળી પાથરી જમવા બેઠેલા બતાવવામાં આવે તો તે કેવું લાગે તેનો વિચાર કરવાથી આ વાતની ખાત્રી થશે.

આપણા નાટકોની સ્થિતિ આવી છે. ઘણા વર્ષોથી નાટકો થવા માંડયા છે પરંતુ સ્થિતિ જોઇએ તેવી સુધરતી નથી તેનાં બે કારણો છે. એક તો નાટકનો ધંધો ઘણો હલકો ગણાય છે એટલે તે સુશિક્ષિત વર્ગના હાથમાં નથી. કુશળ લેખકોની નાટક લખવા તરફ પ્રવૃત્તિ નથી. જેઓ લખે છે તેઓ વધારે સારાં નાટકો લખી શકે નહિ. બીજું એક કારણ છે કે આપણા વર્તમાન પત્રો અને માસિકોના તંત્રીઓ ભાગ્યેજ ગ્રાહ્ય ટીકા કરે છે. માસિકોના તંત્રીઓ તો એમજ ગણતા જણાય છે કે નાટય-પ્રયોગો એ બહુ લક્ષ આપવા જેવી બાબત નથી, અને વર્તમાનપત્રોના તંત્રીઓ નવો ખેલ સકુટુંબ સપરિવાર જોવા જવાની પાસ મળે એટલે તેના હદપાર વખાણ કરી ઉપકારનો બદલો વાળવામાં પોતાને કૃત કૃત્ય થતા સમજે છે. આપણા ટીકા કારોએ

અને વર્તમાનપત્રો અને માસિકોના અધિપતિઓએ પ્રત્યેક નવા પ્રયોગનાં નિષ્પક્ષપાત દ્રષ્ટિએ બારીક અવલોકન કરવાં જોઇએ અને સ્પષ્ટ શબ્દોમાં ગુણ દોષ બતાવવા જોઇએ. સંપૂર્ણ નાટકની ચોપડીઓ છપાતી નથી એટલે ટીકાકારોને અવલોકનના એક મુખ્ય સાધનનો અભાવ છે એ વાત સત્ય છે; પરંતુ તે બાબતની ચર્ચા કરી નાટક મંડળીઓને સંપૂર્ણ નાટકનાં પુસ્તક છાપવાનો ફરજ પાડવી એ તેમનુંજ કાર્ય છે.



# ધર્મ.



માણસનું મન એવું છે કે હમેશાં તેને આ એક મુંજવણ કોઇ કાળે થયા વિના રહેતી નથી. હું કોણ છું, કયાંથી આવ્યો છું, આ જગત કોણે રચ્યું, એ રચનારને, આ જગતને, ને મ્હારે પરસ્પર શો સંબંધ છે, મ્હારે કયાં જવાનું છે, વિગેરે પ્રશ્નો આપણને ઘણી વાર ઉઠે છે. આ પ્રશ્નોનો ઉત્તર આપવો એ ધર્મનો ઉદ્દેશ છે. જગત કર્તા પરમેશ્વર સાથે આપણે કેવો સંબંધ છે, માનવજીવનનો હેતુ શો છે, આપણી જીવન વ્યવસ્થા કેવી કરી હોય તો એ હેતુ પાર પડે વિગેરે બાબતોનો ખુલાસો ધર્મ કરે છે. જીવ માત્ર હમેશાં સુખના શોધમાં ફર્યા કરે છે અને અનેક સાધનો અજમાવે છે. પરંતુ જે સુખ આપણે અહર્નિશ શોધીએ છીએ તે ચિત્તની શાંતિ માત્રજ છે એમ સહજ વિચાર કર્યાથી જણાશે. જે વસ્તુની પ્રાપ્તિમાં આપણે સુખ માનીએ છીએ તે વસ્તુની પ્રાપ્તિ થતા નથી ત્યાં સુધી આપણું ચિત્ત સ્વસ્થ રહેતું નથી અને સમુદ્રના તરંગની માફક ઉછાળા માર્યા કરે છે. પરંતું ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થતાં આપણું ચિત્ત તરત સરોવરની સપાટી જેવું શાંત થઇ જાય છે. તો પણ એ શાંતિ ટકાવી રાખવાની જો એ વસ્તુમાં શક્તિ હોતી નથી તો આ પણે એ વસ્તુમાં સુખ માન્યું તે ખોટું કર્યું એમ સમજીએ છીએ અને ફરી નવી દિશામાંથી તેની પ્રાપ્તિ કરવા મથીએ છીએ અને જ્યાં સુધી

"મુજ મનડું ઠરેલું શાંત ડગે નહી કો ભણી
જાય આમ નહિં, નહિં આમ, ગભીરૂં રહે બની."

એવી અચળ શાંતિ મળતી નથી ત્યાં સુધી આ પ્રયત્ન પરંપરા ચાલ્યાંજ કરે છે. ચિત્તની આ અચળ શાંતિને મોક્ષનું નામ અપાય છે અને ધર્મને મોક્ષ મેળવવાનો માર્ગ કહેવામાં આવે છે. વળી આપણા ચિત્તને અને બાહ્ય જગની વસ્તુઓ ને ગાઢો સંબંધ જણાય છે. આપણા સુખના સાધન આપણે બાહ્ય જગત્માંથીજ શોધીએ છીએ. માટેજ ઉપરોક્ત પ્રશ્નો આપણને વારંવાર ઉઠે છે અને તેથી જગત્કર્તાનો, આપણો અને જગતનો પરસ્પર સંબંધ બતાવ્યાથી જે શાંતિ આપણે શોધીએ તેની પ્રાપ્તિ સુલભ થાય છે. આ બાબતો ધર્મમાં સમજાવવામાં આવી છે તે પણ આટલા સારૂજ. દરેક ધર્મોમાં આ પ્રશ્નોની ચર્ચા કરેલી છે.

સર્વ ધર્મોમાં એકજ માર્ગ બતાવેલા નથી. દેશ, કાળ અને પ્રજાનો સ્વભાવ એ સર્વને અનુસરી જે જે માર્ગો ધર્માચાર્યોએ બતાવેલા છે તેની વિગતમાં તેટલો ફેર પડશે પરંતુ સર્વ માર્ગોનું સમગ્રદર્શન કરતાં હેતુ આ એક-જ જણાશે.

ઉપર કહ્યું તે પરથી સમજાશે કે જગતમાં આપણે આપણું જીવન કેવી રીતે ગાળીએ તો આપણા જીવનનો ઉદ્દેશ પાર પડે એ પ્રશ્નની ચર્ચા ધર્મમાં આવે છે, એટલે ધર્મને અને નીતિને સંબંધ છે. બલકે એમ પણ કહીએ કે નિતિનો પાયોજ ધર્મ છે તોપણ ચાલે. પરંતુ અત્રે તો માત્ર

એટલુંજ સમજવાનું છે કે ધર્મ અને નીતિને પરસ્પર ઘણો સંબંધ છે. ધર્મથી સ્વતંત્ર નીતિ ટકી શકે કે નહિ. એનો સંબંધ કેવા પ્રકારનો છે એની વિગત પ્રસ્તુત્ત વિષયમાં અસ્થાને ગણાય.

સ્મૃતિકાર **ભગવાન મનુએ** ધર્મના દશ લક્ષણ નીચેના શ્લોકમાં ગણાવ્યાં છે:—

**धृतिःक्षमा दमोंस्तेयं शौचमिंद्रिय निग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणं ॥**

"ધૈર્ય, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, બુદ્ધિ વિદ્યા, સત્ય, અક્રોધ એ દશ ધર્મના લક્ષણ છે,"

આપણા હીંદુ ધર્મમાં ધર્મનાં લક્ષણ ગણાયલા આ સદ્‌ગુણોનો બોધ અન્ય ધર્મોમાં પણ આપેલો છે. ક્રિસ્તિસ્તના બોધમાં પણ આ ગુણોનો સમાવેશ થાય છે. અને બીજા ધર્મોમાં પણ એક નહી તો બીજે રૂપે આને આ વાતનો બોધ જડે છે. આપણે સર્વ એક ઇશ્વરના સંતાનો છીએ અને તેટલા માટે આપણા વ્યવહારમાં આપણે આ ગુણો સંપાદન કરવા અને તેને અનુસરીને વર્તન કરવું એમ સર્વ કોઇ કહે છે.

આ ગુણોની ખીલવણીને સારૂ કેટલાક ધર્મોમાં અમુક કર્મો કરવાના કહ્યાં છે, અને તેમાં દાન, વ્રત, જપ, તપ, તીર્થયાત્રા, ભજન વિગેરેનો સમાવેશ થાય છે. પરંતુ આ માત્ર અમુક ગુણ ખીલવવાના સાધન છે એટલુંજ. એમાંજ કાંઇ ધર્મનો સમાવેશ થઇ જતો નથી. મુંબઇ જવાને માટે આપણે આગગાડીમાં બેસીએ છીએ. પરંતુ તેથી આગગાડી કાંઇ

મુંબાઇ થતી નથી તેમ ધર્મને માટે દાન, તપ, વ્રતાદિ કરીએ તો તેમાંજ ધર્મ છે એમ નથી. એ સર્વ તો માત્ર સાધન છે. પરંતુ સાધન તરીકે પણ તેમની ઉપયોગીતા હસી કહાડવા જેવી નથી. ઘણા લોકો કહે છે કે " મનચંગા તો કથરોટમે ગંગા " અને આ સાધનો પ્રતિ અલક્ષ રહે છે. તેઓના ધ્યાનમાં આ વાત રહેતી જણાતી નથી કે ચિત્ત શુદ્ધી કાંઇ સહેલ વાત નથી અને પ્રયત્ન વિના પ્રાપ્ત થતી નથી. આ સાધનો એ શુધ્ધિની પ્રાપ્તિના ઉપાયો છે. એટલુંજ નહિ પરંતુ એથી આપણી ધર્મ વૃત્તિને પુષ્ટિ મળે છે. ઇંગ્રેજ કવિ જાનસન કહે છે કે " કોઇ પણ પંથના ન હોવું એ ઘણું ભય ભરેલું છે. ધર્મનો બદલો દીર્ઘકાળે મળે છે; અને શ્રદ્ધા અને આશાપરજ તેનો આધાર છે. માટે જો બાહ્ય સાધનોથી, નિયમિત પ્રાર્થના વિગેરેથી, અને દ્રષ્ટાંતની શ્રેષ્ઠ અસરદ્વારા ધર્મવૃત્તિનું પોષણ કરવામાં આવે નહિ તો તે ધીમે ધીમે શોષાઇ જઇ અંતે નષ્ટ થાય છે. "[૧]

૧ To be of no *Church* is dangerous. Religion of which the rewards are distant and which is animated only by Faith and Hope, will guide by degrees out of the mind, unless it be invigorated by stated calls to worship, and the salutary influence of examples.

(Johnson, Life of Milton.)

માનવીના હૃદયમાં ધર્મની લાગણી ઘણી તીવ્ર હોય છે અને તેને પરિણામે ધર્મને અંગે પૂર્વે ઘણાં યુધ્ધો થએલાં છે અને લોહીની નીકો વહેલી છે. ઇંગ્લાંડમાં ક્રુઝેઇડઝનાં યુદ્ધ થયાં, હીંદુસ્તાનમાં મુસલમાનોએ હીંદુઓનાપર અસહ્ય દુઃખનો વરસાદ વર્ષાવ્યો. આનું કારણ આ જણાય છે કે દરેક ધર્મવાળા એમ સમજે છે કે હમારો ધર્મ સૌથી ઉંચો અને ઇશ્વરને પહોંચવાનો સૌથી ટુંકો માર્ગ. સર્વને ઇશ્વરને પહોંચવાનો ટુંકો માર્ગ બતાવવો એ સર્વનો હેતુ જણાય છે. હેતુ ઘણો ઉંચો છે, અને બહુ ઉદાર છે. પરંતુ તે પાર પાડવા લીધેલા માર્ગોમાં જે ક્રુરતા દ્રશ્યમાન થાય છે તે હમેશાં તિરસ્કારને પાત્રજ છે. ઉદ્દેશની ઉતકૃષ્ટાથી અધમ સાધનોની અધમતા નષ્ટ થતી નથી. ધર્મ એ શાંતિનું સાધન છે એ ભૂલી જવું જોઇતું નથી. વળી આપણો ધર્મ આપણુને ગમે તેવો શ્રેષ્ટ લાગતો હોય પરંતુ આપણી માફક સર્વને સ્વતંત્ર રીતે વિચાર કરવાનો અને પોતાની બુદ્ધિમાં ઉતરે તે માનવાનો અને બુદ્ધિમાં ન ઉતરે તે ન માનવાનો હક છે. આ વાતનો હીંદુ ધર્મમાં સ્વીકાર થએલો છે અને હીંદુ ધર્મના અનુયાયીઓએ કોઇ વેળા પોતાના ધર્મનો આવી રીતે પ્રચાર કરવા પ્રયત્ન કરેલો જણાતો નથી. સાંપ્રતકાળમાં હવે આવાં ધર્મ યુદ્ધ થવાનો સંભવ રહેલો નથી. એ બહુ આનંદ દાયક વાત છે. તો પણ ભિન્ન ભિન્ન પંથોના અનુયાયિઓ એક બીજા સાથે જે વાકયુદ્ધ મચાવે છે તે ખરેખર અત્યંત શોચનીય છે. આવાં વાકયુધ્ધો કરવામાં કાળનો અને બુદ્ધિનો મિથ્યા વ્યય થાય છે. જેને જે સત્ય લાગે તે તે માને એવી ઉદાર બુદ્ધિ રાખવાની ઘણી જરૂર છે.

જેમ પરધર્મીઓમાં બલાત્કારે આપણા ધર્મનો પ્રચાર કરવો એ અનિષ્ટ છે તેમ ખુદ આપણા સહચારીઓને પણ આપણા ધર્મની બધી બાબતો શબ્દે શબ્દ માનવાની ફરજ પાડવી જોઇએ નહિ. ધર્મને અને તત્વવિદ્યાને ઘણો ગાઢો સંબંધ છે, તેમ તત્વવિદ્યાથી બુદ્ધિને સર્વોત્તમ વ્યાયામ પણ મળે છે. માટે સર્વને પોતાની બુદ્ધિનો યોગ્ય ઉપયોગ કરવાની છુટ આપવી જોઇએ. આ પ્રમાણે છુટ આપવામાં આવે નહિં તો તેથી બુદ્ધિનો વિકાસ થતો અટકે છે. એટલૂંજ નહિ પરંતુ ધર્મ ઉપર ઉલટો અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. કારણ કે સર્વ કોઈ એમ માને છે કે સત્ય કોઇ દીવસ ઢંકાએલું રહેતું જ નથી. તેની ગમે તેવી રીતે કસોટી કરવામાં આવે તોપણ અંતે સત્ય તે સત્યજ ઠરશે એવું સર્વ મનુષ્યો માને છે. અને જ્યારે અમુક બાબત માનવાનો મિથ્યાગ્રહ કરવામાં આવે ત્યારે પછી સ્વાભાવિક રીતે લોકોને એવો શક ઉત્પન્ન થાય છે કે આમાં કાંઇ અસત્ય હશે.

આટલે સુધી ધર્મ વિષે આપણે જે ચર્ચા કરી તે ઉપરથી એટલું જણાયું હશેકે માનવી, સૃષ્ટિ, અને સૃષ્ટિકર્તા, એ ત્રિપુટીનો પરસ્પર સંબંધ સમજી, પોતાના સ્થાનનું ગૌરવ અને ઉદ્દેશ લક્ષમાં રાખી જે મનુષ્ય તદનુસાર જીવન ગાળવા પ્રયત્ન કરે તેને આપણ ધર્મી ગણીશું. એવું જીવન ગાળવાને માટે તે ગમે તે સાધન વાપરેતો તે સાધન તે ધર્મ નથી. આપણો ધર્મ ગમે તેવો શ્રેષ્ટ હોય પણ તેનો પર ધર્મીઓમાં બલાત્કારે પ્રચાર કરવા પ્રયત્ન કરવો એ અનિષ્ટ છે. અને સ્વધર્માનુયાયીઓને પણ કેટલું વિચાર સ્વાતંત્ર્ય આપવું આવશ્યક છે એ બાબતો સ્પષ્ટ થઇ હશે. ધર્મ એ ઘણો મહત્વનો વિષય છે, અને માનવજીવન સાથે એને ઘણો નિકટનો સંબંધ છે માટે ન્હાનપણુથીજ બાલકોને ધર્મનો બોધ થવો જોઇએ.



# ભાગ્યના પ્રસાદ કરતાં ઉદ્યોગનાં ફળ વધારે મીઠાં હોય છે.



આપણી આસપાસ દ્રષ્ટિ ફેરવતાં આ એક વાત આપણું લક્ષ્ય ખેંચ્યા વિના રહેતી નથી. આપણે જોઇએ છીએ કે સંસારમાં કોઇનાપર ભાગ્ય દેવી એવી પ્રસન્ન હોય છે કે, તેમને વગર મહેનતે પૈસો, ટકો, વિગેરે મળે છે, અને કેટલાકોની સ્થિતિ વળી એવી જણાય છે કે, તેમને પોતાની જરૂરીઆતો પુરી પાડવાને મહેનત કરવી પડે છે એટલૂંજ નહિ પરંતુ વખતે મહેનત કર્યા છતાં પણ તેનો બદલો દેખીતી રીતે જોઇએ તેટલો મળતો નથી. આ વસ્તુસ્થિતિ નિરખીને કેટલાકો ઇશ્વિરને અન્યાયી કહે છે, કેટલાકને એમાં ઇશ્વરના શુદ્ધતમ, ઉચ્ચતમ ન્યાય અને નિયમના દર્શન થાય છે. કેટલાકો ભાગ્યશાલી લોકોની ઇર્ષ્યા કરે છે, એવા ભાગ્યશાળી પોતે હોય તો કેવું એમ ઇચ્છે છે, અને કેટલાક ઉદ્યોગના ફલને ભાગ્યના પ્રસાદ કરતાં મિષ્ટતર ગણી સંતોષ માને છે. આ વસ્તુસ્થિતિ અનેક વિચારો ઉપજાવે છે અને એની અનેક દિશાએ ચર્ચા થવી યોગ્ય છે. પરંતુ આપણે તો આજે ભાગ્યની પ્રસાદી કરતાં ઉદ્યોગના ફલ મિષ્ટતર છે કે કેમ તેજ જોઇશું.

વિચાર કરતાં ભાગ્યની પ્રસાદી કરતાં ઉદ્યોગના ફલને વધારે મીઠાં ગણવાને ઘણાં કારણ જણાય છે. એક તો એકે

મહેનત કર્યા પછી આપણને જે કાંઇ મળે તેથી આપણો ઉત્સાહ વધે છે. આપણને પ્રતીતિ થાય છે કે આમ કરીશું તો તેનું ફલ આવું મળશેજ અને તેથી ભવિષ્યની ચિંતા ઓછી થાય છે એટલુંજ નહિ પરંતુ આપણો સ્વાશ્રય વૃદ્ધિ પામે છે. કૃષિકાર જેમ અમુક પાક માટે અમુક બી રોપે છે તેમ આપણે અમુક ફલ માટે અમુક પ્રકારનો ઉદ્યોગ કરીએ છીએ અને કોઇના ઉપર આશ્રય રાખવાની ટેવ પડતી નથી. ભાગ્યની પ્રસાદી આવી નથી. ભવિષ્યની ચિંતા એથી દુર થતી નથી. એક વખતે અમુક સંજોગોમાં જેવું ભાગ્યોદય થાય તેવું હમેશાં થયાંજ કરશે એમ મનાતું નથી. વળી ભાગ્યની પ્રસાદી આપણને પરાશ્રયી બનાવે છે. પરાશ્રય ઘણીવાર નિરાશા અને પશ્ચાતાપ ઉપન્ન કરે છે એટલુંજ નહિ પણ આપણા ઘણા સદ્‌ગુણોને શોષે છે, એટલે ભાગ્યની પ્રસાદી આપણી નૈતિક અવનતિનું સાધન થઇ પડવાનો પણ સંભવ છે.

ઉદ્યોગથી આપણે જે કંઇ મેળવીએ તેથી આપણી મહેનત સફલ થયાનો એક જાતનો સંતોષ અને આનંદ થાય છે, અને તેને માટે પરમકૃપાળુ પરમેશ્વર સિવાય અન્ય કોઇનો ઉપકાર માનવાનો રહેતો નથી. આવો આનંદ ભાગ્યની પ્રસાદી ચાખતાં થતો નથી, થવો અશકય છે. આપણે કાંઇ મહેનત કરેલી નથી છતાં આપણને આટલું મળ્યું એવો વિચાર થતાં ઉપકારવૃત્તિ સ્ફુરે છે. અને તેની સાથે આપણી અયોગ્યતાનું ભાન થાય છે. આથી આનંદ અનુભવાય નહિ કારણકે માણસનું મન એવું છેકે તેને કોઇના ઉપકાર હેઠે આવવું સાધારણ રીતે પસંદ પડતું નથી.

વળી ઉદ્યોગના ફળ એવા છે કે આપણો ઉદ્યોગ સફલ થતાં આપણી યોગ્યતાની પ્રસંશા થાય છે, અને આપણે કદી નિષ્ફળ નીવડીએ તો આપણા તરફ લોકોની દીલસોજી રહે છે. પરંતુ ભાગ્યવંત મનુષ્યના ભાગ્યનો ઉદય થતાં તે લોકોની ઇર્ષ્યાનું પાત્ર થઇ પડે છે. વળી ભાગ્યના ઉદયકાલે ઇર્ષ્યા કરનાર અસ્તકાલે આપણા તરફ ભાગ્યેજ દીલસોજી બતાવે છે, કારણકે ઘણીવાર એમ બને છે કે ભાગ્યોદયના સમયમાં આપણે મદોન્મત્ત હાથીના જેવા થઇ જઇએ છીએ, કોઇની દર-કાર કરતા નથી, વર્તમાન અવસ્થાથી જુદી એવી એવી કોઇ ભવિષ્ય અવસ્થા છે તે ભૂલી જઇએ છીએ, અને ગમે તેમ વર્તન કરીએ છીએ.

મનુષ્યનો સ્વભાવજ એવો છે કે પોતાની મહેનતનું ફળ તેને વધારે પ્રિય લાગે છે. બજારમાં ઘણા ફલ ફુલ મળે છે, પરંતુ આપણી વાડીમાં આપણે હાથે ઉગાડેલું ફલ ફુલ આ-પણને વધારે ગમે છે. અને તેમાં કાંઇક ઓરજ સ્વાદ અને સુગંધ લાગે છે. આવો આનંદ આપવાની શકિત ભાગ્યમાં નથી. દાટેલું કે કોઇ સગાએ સંગ્રહ કરેલું ધન મળે તેનો આનંદ ક્ષણિક હોય છે. આપણા જીવનની અમૂક પળે આપણને તેની પ્રાપ્તિ થઇ એથી વધારે સંબંધ આપણી સાથે તેને જણાતો નથી, પરંતુ ઉદ્યોગના ફળનો ઇતિહાસ તે આપણા પોતાના જીવનના ઇતિહાસ સાથે ઘણો ગાઢો સંબધ ધરાવે છે; બલ્કે એમ પણ કહીએ તો ચાલે કે તે આપણા જીવનના અમુક ભાગનો ઇતિહાસજ છે.

ઉદ્યોગના ફલમાં બીજા અનેક ફલોનાં બીજ છે તેવાં ભાગ્યની પ્રસાદીમાં નથી, છતાં ઉદ્યોગ આપણને કરકસરથી રહેતાં શીખવે છે ત્યારે ભાગ્યના પ્રસાદ આપણને ખર્ચાળ અને ઉડાઉ બનાવે છે, ઉદ્યોગીને અમુક કાળે જોઇએ તે કરતાં વધુ મળવાનો સંભવ નથી એમ માનીએ તો પણ જ્યારે જેટલું જોઇએ તેટલું મળવાનો સંભવ તો સંપૂર્ણ છે; પણ ભાગ્યવાદી પાસે અમુક કાળે જોઇએ તે કરતાં વધારે હોય છે તોપણ જ્યારે જેટલું જોઇએ તેટલું તેની પાસેથી નિકળશે એવી ખાત્રી નથી રહેતી.

આમ ઉદ્યોગના ફલ ભાગ્યના પ્રસાદ કરતાં વધારે મીઠા છે; માટે મનુષ્યે ભાગ્યવાદી ન થતાં ઉદ્યોગવાદી થવું ઘટે છે: ઉદ્યોગવાદી થવામાંજ મનુષ્યનું શ્રેય છે.



# प्रारब्ध अने पुरुषार्थ.

---

આ જગતમાં ઘણા પ્રકારની વિચિત્રતા દ્રશ્યમાન થાય છે. ઘણી મહેનત કરનારને યોગ્ય બદલો મળતો નથી; થોડી મહેનતમાં કેટલાકને બહુ લાભ થાય છે; એકજ સંજોગોમાં સર્વને એકજ જાતનું ફળ પ્રાપ્ત થતું નથી; ધર્મીષ્ટને દુઃખ સહન કરવાં પડે છે અને અધર્મીઓ સહેલ કરે છે તથા સુખ ભોગવે છે; નમ્ર સ્વભાવવાળાનું અપમાન થાય છે અને ગર્વિષ્ટને માન મળે છે; સત્યવાદીને શિક્ષા થાય છે, અસત્યવાદી છૂટી જાય છે; પૈસો હોય છે ત્યાં સંતતિ હોતી નથી, સંતતિ હોય છે ત્યાં દ્રવ્યની ખોટ હોય છે; આ અને આવી જાતની ઘણી વિચિત્રતા જગતમાં દ્રષ્યમાન થાય છે. માનવીના હૃદયમાં ઇશ્વરની ન્યાય બુદ્ધિપર કાંઇ અલૌકિક શ્રદ્ધા હોય છે. એ શ્રદ્ધાને આ વસ્તુસ્થિતિ કાંઇક શિથિલ કરી નાંખવા મથે છે, અને તેમાં ક્ષણવાર વિજય પણ પામે છે. દેખીતો અત્યંત અન્યાય થતો જોઇ માનવી ઘડીવાર ઇશ્વરને અન્યાયી કહી દોષ દે છે, અને પોતે દુષિત થાય છે. પરતુ જેઓ શાંત ચિત્તે આ વસ્તુસ્થિતિનો વિચાર કરે છે તેઓને એ વસ્તુસ્થિતિજ ઇશ્વરની ઉચ્ચતમ ન્યાયબુદ્ધિનું સબળ પ્રમાણ લાગે છે. જેજે લોકે આ બાબત વિચાર કર્યો છે તેઓ કહે છે કે, ઇશ્વર ન્યાયી છે અને એની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ થતું નથી. જે થાય છે તે તેણે કરેલા નિયમને અનુસરીને થાય છે અને આ નિય-

મો તેજ એની ઇચ્છા. તેઓ કહે છે કે આપણું જગત કર્મના મહાન નિયમને આધીન છે અને આપણે સર્વ પણ એ નિયમને આધીન છીએ. મનુષ્ય આ જગતમાં પહેલી વારજ જન્મતો નથી, આગળ ઘણીવાર જન્મી ગએલો છે. અહિં આગલા જન્મોમાં કરેલાં કર્મના ફલ ભોગવવાના છે અને તે ફલ આપણે ભોગવીએ છીએ તેથી આ બધી વિચિત્રતા જણાય છે. આપણે જેમ જેવું વાવેતર કર્યું હોય તેવો પાક ઉતરે તેમ જેવાં કર્મ આપણે કરીએ તેવાં ફળ ભોગવીએ. તત્વચિંતકો એમ કહે છે કે આપણે જે કર્મો અમુક જન્મમાં કરીએ છીએ તેમાંથી કેટલાંકના ફલ પછીના જન્મમાં ભોગવવાનું નક્કી થાય છે અને એક જન્મનાં જે કર્મનાં ફલ ત્યાર પછીના જન્મમાં ભોગવવાનાં હોય છે તે કર્મ સંચયને પ્રારબ્ધ એવું નામ આપે છે.

કર્મના નિયમનો સ્વીકાર કરવાથી બાહ્ય જગતની વિચિત્રતાની યથાર્થતા સમજાય છે અને ઇશ્વરને ક્રૂર અને અન્યાયી માનવાની મુઝવણમાંથી આપણે મુક્ત થઇએ છીએ; પરંતુ એક બીજી ગુંચવણ તેથી ઉભી થઇ છે. એવો પ્રશ્ન ઉપન્ન થયો છે કે જો જગત કર્મના નિયમથી બંધાએલું છે તો પછી પુરૂષાર્થ અને ઉદ્યોગને કાંઇ પણ સ્થાન રહેતું નથી. જગતમાં સર્વ પોતે કરેલાં કર્મના ફલ ભોગવતા હોય તો પછી ઉદ્યોગ કરવાનું કારણ રહેતું નથી કેમકે જે નિર્માણ થયું હશે તે થયાંજ કરશે અને આપણે ઉદ્યોગ કરીશું તેનું ફલ કાંઇ થશે નહિ.

ઉપર ઉપરથી વિચાર કરતાં આ કહેવું ઘણું વ્યાજબી લાગે છે અને પ્રારબ્ધ અને પુરૂષાર્થ વચ્ચે તીવ્ર વિરોધ લાગે

છે. પરંતુ કર્મનો નિયમ બરાબર સમજાય તો તત્વતઃ પ્રારબ્ધ અને પુરૂષાર્થને વિરોધ નથી એ પણ સહજ સમજાશે.

સહુથી પહેલું તો એજ સમજવાનું છે કે કર્મ કર્યા વિના એક ક્ષણવાર પણ રહી શકાતું નથી. એકલા હાથ પગ હલાવ્યાથી એટલે શારીરિક મહેનત કર્યાથી તેમજ વાણીથી કર્મ નથી થતાં પણ મન, વાણી અને ક્રિયા એ ત્રણદ્વારા કર્મો નિરંતર થયાં કરે છે. કોઇ વેળા એક પ્રકારનું તો કોઇ વેળા બીજા પ્રકારનું કર્મ થયાંજ કરે છે. પ્રવૃત્તિ એ આપણને સ્વભાવ સિદ્ધજ છે. શ્રી ગીતાજીમાં કહ્યું છે કે

**नहि कश्चितत्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥**

એટલે કે કામ કીધા વગર એક પળ પણ કોઇ માણસ રહી શકતો નથી. કેમકે કુદરતથી એવો એક ગુણ પેદા થએલો છે કે દરેક માણસ તેથી કોઇ પણ કીયાને તાબે થએલો છે. માટે પ્રારબ્ધ પર અયોગ્ય વિશ્વાસ રાખી બેસી રહેવા કરતાં ઉદ્યોગ કરવો એ આપણી પ્રકૃતિને વધારે અનુકૂળ છે. વળી આપણા પ્રારબ્ધમાં શું લખ્યું છે તે આપણે જાણતા નથી એટલે આપણે અમુક ઉદ્યોગ કરવો યા ન કરવો તેનો નિશ્ચય કરવાનું સાધન આપણી પાસે નથી. એટલે આપણો ઉદ્યોગ સર્વથા વિફલજ જશે એમ માનવાનું કારણ નથી. ઉલટું બનવા જોગ છે કે જે દિશામાં આપણને પ્રારબ્ધ ઘસડી જતું હોય તે દિશામાં આપણી પ્રવૃત્તિ થાય તો તેથી આપણા પ્રારબ્ધની ગતિમાં વૃદ્ધિ થાય. માટે પ્રારબ્ધ અને પુરૂષાર્થમાં વિરોધ માની સર્વ પ્રવૃત્તિ અટકાવી બેસવાની જરૂર નથી

એટલુંજ નહિ પરંતુ ઉદ્યોગ કરવો એ યુક્તિયુક્ત છે.

વળી કર્મનો નિયમ એવો છે કે જે કાંઇ કર્મ આપણે કરીએ છીએ તેનું તેના બલના પ્રમાણમાં અમુક પરિણામ આવે છે. અને એક જીંદગીમાં કરેલાં અનેક કર્મોનો જે સંચય થાય છે તેમાંથીજ આપણું પ્રારબ્ધ થાય છે. એટલે પ્રારબ્ધનું બંધારણજ કર્મ ઉપર છે. તો પછી કર્મ અને પ્રારબ્ધને વિરોધ શી રીતે હોઇ શકે. જેટલે અંશે આપણું પ્રારબ્ધ બાંધવામાં કર્મનો નિયમ કામ કરે છે તેટલેજ અંશે એ પ્રારબ્ધની ગતિમાં વૃદ્ધિ કરવાની કે તે અટકાવવાની તેનામાં શક્તિ હોવીજ જોઇએ.

વળી કર્મ એ પણ એક જાતની શકિત છે, અને તેથી કરીને તેના પર આપણી કેટલીક સત્તા છે. પ્રકાશનો એક નિયમ એવો છે કે તે સીધી લીટીમાં ફેલાય છે અને ચારે બાજુએ ફેલાય છે. પરતુ એક સબલ પ્રકાશ આપતો દીવો લઇ તેની પાછળ મોટો આયનો મૂકીએ તો દીવાનો પ્રકાશ ત્યાંથી પાછળ જતો અટકી પરિવર્તન પામી આગળ ધસે છે; તેમજ એક દડો લઇ તેને અમૂક બલથી આગળ ધકેલીએ અને પછી તેની વચમા કાંઇ અંતરાય મૂકીએ તો તેની ગતિ અટકશે અથવા શિથિલ થશે, અને એક બાજુએથી બીજી દિશામાં બલ અજમાવવામાં આવે તો ગતિની દિશા બદલાશે. તેજ પ્રમાણે ગત જન્મનાં કર્મથી ગતિ પામી ગબડવા માંડેલા પ્રારબ્ધના દડાની ગતિ ઉદ્યોગથી અને નવા કર્મથી બદલી શકાય, શિથિલ કરી શકાય, કે અટકાવી પણ શકાય. સબલ

ઇચ્છા શક્તિવાળા મનુષ્યની જન્મ પત્રિકાઓનાં વચન ખોટા પડે છે તેનું કારણ કેટલીક વાર આવું હોય છે. ઘણી વાર તો એમ બને છે કે જોશીજ સારો હોતો નથી પરંતુ જોશી વિદ્વાન અને કુશળ છતાં પણ વર્તારાઓ ખોટા પડે છે. સબલ ઇચ્છાશક્તિમાં કેટલેક અંશે પ્રારબ્ધ પર વિજય મેળવવાની શક્તિ હોય છે.

જે લોકો પ્રારબ્ધ પર વિશ્વાસ રાખી સર્વ ઉદ્યોગનો ત્યાગ કરવા કહે છે તેઓ પોતેજ પ્રારબ્ધ પર બતાવે છે તેટલો વિશ્વાસ રાખતા જણાતા નથી, અને અનેક પ્રકારના ઉદ્યોગમાં મચ્યા રહે છે, તથા આલસ્ય કે બેદરકારી કે એવા કાંઇ દૂષણના આરોપમાંથી બચવા પ્રારબ્ધને બદલામ કરવાનો આ સરલ માર્ગ પકડે છે. જો પ્રતીતિ થાયકે પ્રારબ્ધજ સર્વરીતે બળવાન છે તો સર્વ વાતમાં તેને બળવાન ગણવું જોઇએ. અમુક વિષયમાં પ્રારબ્ધ બળવાન અને અમુક વિષયમાં તેમ નહિ એટલે શું ? પરંતુ પ્રારબ્ધનો સ્વભાવ જેઓ બરોબર સમજે છે તેઓ તો ઉદ્યોગ કર્યા જાય છે અને છતાં જ્યારે યોગ્ય ફલ પ્રાપ્ત થતું નથી ત્યારે મૃત્યુને વશ થતા ઉત્સાહને પ્રારબ્ધનું અમૃત પાઇ અમૃત કરે છે, નવા અવતાર સારૂ સારૂં પ્રારબ્ધ સંચિત કરવાના માર્ગ શોધે છે, અને તેમ કરતાં કરતાં નિષ્કામ કર્મ કરતાં શિખે છે તથા જન્મ મરણના બંધનમાંથી છુટી મોક્ષની સર્વોત્તમ સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે.



# આપણા હુન્નર ઉદ્યોગ.



હુન્નર ઉદ્યોગ એ દેશની સમૃદ્ધિનું મૂખ્ય સાધન છે. જેમ લોહચુમ્બક લોઢાને પોતાના તરફ આકર્ષી લે છે તેમ હુન્નર ઉદ્યોગ લક્ષ્મિને આકર્ષે છે. જે જે દેશો સારા સમૃદ્ધિવાન ગણાય છે ત્યાં હુન્નર ઉદ્યોગની ખિલવણી સારી થએલી જણાય છે; તેમજ જ્યાં હુન્નર ઉદ્યોગનો વધારો થવા માંડે છે ત્યાં સમૃદ્ધિ પણ વધતી જતી માલમ પડે છે.

આપણા દેશના હુન્નર ઉદ્યોગની જે કાલે સારી વૃદ્ધિ થએલી હતી તે કાલે દેશની સમૃદ્ધિ પણ સારી હતી અને આપણી કીર્તિ સર્વત્ર પ્રસરી હતી. સ્ત્રીના સૌંદર્ય માફક દેશની સમૃદ્ધિને પણ વિપત્તિનું સાધન થઇ પડતાં વાર લાગતી નથી. અનેક પ્રજાઓએ આપણા દેશપર મોહી પડી રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો ત્યારથી આપણા હુન્નર ઉદ્યોગ ખીલતા અટકયા તો પણ છેક અહુણા સુધી આપણી ઢાકાની મલમલો પરદેશ જતી. હવે એ સ્થિતિ બદલાઇ ગઇ છે અને આપણા હુન્નર ઉદ્યોગો નાશ પામ્યા છે, અને ઘરવાખરાની લગભગ દરેક ચીજને માટે આપણે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે તથા તેથી આપણી સમૃદ્ધિ વધવાને બદલે ઉલટી ઘટે છે.

પરંતુ પર પ્રજાઓ સાથેનો આપણો સંબંધ આપણા હુન્નર ઉદ્યોગની પડતીનું એકલું કારણ નથી; આપણી ઉદાસીનતા એ એક મૂખ્ય કારણ છે. આપણે એવા જડ છીએ

કે આગળ વધવાનો પ્રયત્નજ કરતા નથી. આપણે નિવૃત્તિનો એવો ખોટો અર્થ કરી બેઠા છીએ કે જે હોય તેમાં સંતોષ માની બેસી રહીએ છીએ અને સુધારો કરવાનો પ્રયત્ન કરતા નથી. એટલે આપણી ઔદ્યોગિક બુદ્ધિને વ્યાયામ મળતું નથી અને તેથી નવી શોધો વિગેરે કાંઇ કરી શકાતું નથી. આ વાત દ્રષ્ટાંતથી વધારે સ્પષ્ટ થશે. આપણાં લાકડાંના અને ઠીકરાંના રમકડાં તરફ દ્રષ્ટિ કરીએ તો શું જણાશે? એકજ ઘાટના, એકજ રંગના, એકજ કદનાં થતાં આવ્યાં છે તે થાય છે, અને વખતે થયાં કરશે! લાલ પીળા રંગની લાકડાની ચીબા નાક વાળી ઢીંગલીઓ આજ બને છે તેવી ને તેવી આપણી સાતમી પેઢીના પૂર્વજોના સમયમાં થઇ હશે; બલ્કે નરસિંહ મહેતા અને મીરાંબાઇ પણ આવીજ લાકડાની ઢીંગલીઓ અને માટીના લાલ ભુરા ચટાપટાવાળાં રમકડાંઓએ રમ્યાં હશે! આપણે ઉદ્યોગની વૃદ્ધિ કરવામાં આવા ઉદાસીન છીએ, ત્યારે પાશ્ચાત્ય પ્રજાઓ ઉદ્યોગની વૃદ્ધિ અર્થે કેવા પ્રયત્નો કરી રહી છે! આપણે ત્યાં ગોકુલઅષ્ટમીનો મેળો ભરાય છે તેમાં વિલાયતી રમકડાંઓમાં પ્રતિવર્ષ કાંઇ નહિ ને કાંઇ નવું જોવામાં આવે છે, ત્યારે આપણાં દેશી રમકડાંઓનો ભંડાર એકજ સ્વરૂપે રહી સનાતન સતના દર્શન કરાવે છે. એજ પ્રમાણે ઉદ્યોગના સર્વ પ્રદેશમાં આપણે પર્વતની માફક અચળ અડગ ઉભા રહીએ છીએ ત્યારે પાશ્ચાત્ય પ્રજાઓ પવનની માફક સર્વ દિશાઓમાં ફરી વળે છે. સત્ય છે કે પાશ્ચાત્ય પ્રજાઓ પ્રવૃત્તિમાં અત્યાચાર કરે છે અને પરિણામે જીવનને કૃત્રિમ બનાવે છે; પરંતુ તેથી આપણે બેઠા

હોય એ ત્યાંથી ઉઠવુંજ નહિ એમ ઠરતું નથી. આપણે ઉઠી-ને દોડા દોડ કરી ધાંધલ ન મચાવીએ, પરંતુ સહેજસાજ હરફર તો કરવી જોઇએ ? જ્યાં સુધી આપણે નિવૃત્તિની ઉત્કૃષ્ટ પરમસુખદાયિની ભાવનાનો દુરૂપયોગ છોડીશું નહિ ત્યાં સુધી આપણા ઉદ્યોગ હુન્નરની ખીલવણીની સર્વ આશા વ્યર્થ છે. માત્ર પચાશેક વર્ષના સમયમાં જાપાન સર્વ બાબતમાં કેવું આગળ વધી ગયું છે ?

આપણા હુન્નર ઉદ્યોગને ખીલવવામાં અંતરાય રૂપ એક બીજી વાત પણ છે. તે મોટાઇનો ખોટો ખ્યાલ છે. આપણા લોકોમાં ભણેલો વર્ગ હુન્નર ઉદ્યોગમાં જોડાવવામાં હીનપદ સમજે છે. સરકારી નોકરીને ઉત્તમ સ્થાને સ્થાપવામાં આવે છે, હુન્નર ઉદ્યોગમાં જોડાનારની પ્રતિષ્ટા ઘટે છે. વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ, જો તિરસ્કારને પાત્ર હોય તો જેઓ એ કામ કરતા હોય તેમને ત્યાં નોકરી કરવી એ પણ અયોગ્ય છે, પણ ત્યાં નોકરી કરવામાં બાધ ગણાતો નથી ! આ વિચાર વૈચિત્ર્ય સત્વર દૂર થવું જોઇએ. પ્રમાણિકપણે કોઇ પણ દિશામાંથી સન્માર્ગે અર્થપ્રાપ્તિ કરવામાં વાંધો ગણાવવો જોઇએ નહિ. જ્યાં સુધી શિક્ષિત વર્ગ આપણાં હુન્નર ઉદ્યોગની ખીલવણીપર લક્ષ આપશે નહિ અને એ કાર્યમાં તેમના જ્ઞાન અને બુદ્ધિનો ઉપયોગ કરશે નહિ ત્યાં સુધી તેઓએ માતૃભૂમિ પ્રતિનું તેમનું કર્તવ્ય અદા કર્યું કહેવાશે નહિ.

આપણામાં સંપ નથી એ પણ એક મ્હોટી નડતર છે. કારણ કે હવે જમાનો એવો આવ્યો છે કે, એક એકલ કામ કરવાંમાં ફાયદો નથી. મંડળો સ્થાપી કામ કરવાનો વખત

ચાલે છે. અને એ તો ખુલ્લુંજ છે કે સંપ વિના આવાં મંડળો ટકી શકે નહિ; ટકે તો કાર્ય કરી શકે નહિ.

આપણામાં એક બીજી ખામી છે. આપણને એક જે કરે તે કરવાની ટેવ પડી છે; નવાં ક્ષેત્રોનો શોધ કરતાં આપણને આવડતું નથી. દ્રષ્ટાંત તરીકે આપણા લોકો કાપડ અને સુતર વણવાની મીલો પાછળ મંડયા હતા તે એટલે સુધી કે અમદાવાદમાં પચાશ સાઠ મીલો થઇ અને બીજે પણ જ્યાં મીલો ઉભી થઇ ત્યાં કાપડ અને સુતરનીજ. વચમાં સાબુનાં કારખાનાં ઉપરવલણ થયું હતું અને અહુણાં હવે શરાફી પેઢીઓ (Banks) કાઢવા તરફ વલણ થયું છે. ગાઢ નિદ્રા કરતાં આવી જાગૃતિ સારી છે પણ આપણે કરવાનું છે તે એકજ દિશામાં જવાનું નથી પરંતુ સર્વ દિશામાં પહોંચી વળવાનું છે. મુંબાઇ અને કલકત્તામાં, અને તમામ શહેરોમાં રમકડાની મ્હોટી મ્હોટી દુકાનો પોષાય અને આપણા લોકોને રમકડાં બનાવવાનું કારખાનું ઉભું કરવાનું સુઝે નહિ એ અત્યંત શોચનીય છે.

સહુથી અગત્યની વાત તો એ છે કે આપણામાં ઔદ્યોગિક નીતિ નથી. અમુક નફો રાખી કામ કરતાં આપણને આવડતું નથી. આપણી મહેનતનો યોગ્ય બદલો મળવા ઉપરાંત પણ આપણને મળે તો પણ તેથી આપણને સંતોષ થતો નથી. એટલે પછી માલની જાતમાં ઘોટાળો કરવા માંડીએ છીએ. બંગાલ પ્રાંતમાં સ્વદેશીની ચળવળ

પહેલી જાગી ત્યારે અમદાવાદની એકાદ મીલના આડતીઆઓએ (Agents) ઔદ્યોગિક નીતિની અક્ષમ્ય ન્યૂનતા બતાવી તેનું પરિણામ એ આવ્યું કે અમદાવાદની સર્વ મીલની પ્રતિષ્ટા ઘટી ગઇ. એકલા ગ્રાહકોને છેતરવાનો પ્રયત્ન થાય છે એમ નથી. કેટલીકવાર તો ખુદ ભાગીદારોને (Share holders) પણ છેતરવામાં આવે છે. મીલના આડતીઆઓ (Mill Agents) કેટલીકવાર "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" એ કેહેવતને અનુસરે છે.

આપણા હુન્નર ઉદ્યોગની આવી સ્થિતિ છે. એ સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિએ પહોંચવું એ આપણું પોતાનું કર્તવ્ય છે અને આપણા પોતાનાથીજ થઇ શકે એમ છે. સર્વ બાબતમાં તેમ આમાં પણ આપણે દેશભક્તિના પાયાપર આપણા કાર્યની ઇમારત બાંધવી જોઇએ. આવાં મકાનોને માટે આવોજ પાયો જોઇએ. એ સિવાય બીજી જાતનો પાયો આખરે બેસી જઇ આખી ઇમારતને નુકસાન પહોચવાનો સંભવ છે



# पुस्तकालयो.



અસલના વખતમાં જ્યારે છાપવાની કળા ઉદય પામી ન હતી ત્યારે પુસ્તકો હાથે લખાતાં અને તેથી કરીને ઘણા થોડા માણુસોજ તેનો લાભ લઇ શકતા. કારણકે પુસ્તક ઉતારતાં વાર લાગતી અને તેમાં ઘણી મહેનત કરવી પડતી તેથી થોડા લોકોજ એ કાર્ય કરી શકતા. પુસ્તકો આ પ્રમાણે સર્વના હાથમાં જઇ શકતાં નહી. કથાકારો કથા કરીને સાહિત્યનો કાંઇક લાભ લોકોને આપતા પરંતુ તે પણ માત્ર ધર્મના વિષયોજ ચર્ચતા. હવે એ સ્થિતિ બદલાઇ ગઇ છે, અને પુસ્તકાલયો સ્થાપાય છે. અમુક જગ્યાએ પુસ્તકોનો સંગ્રહ કરી અમુક શરતોએ કે મફત તેનો લાભ લોકોને આપવામાં આવે છે. જે પુસ્તકાલયમાં સર્વ ઉપયોગી વિષયોનાં ઉત્તમ પુસ્તકો હોય તે સારૂં પુસ્તકાલય કહેવાય. અમુક એક વિષયનાજ પુસ્તકો હોય તે સારૂ નહિ.

આવી રીતે પુસ્તકાલયો સ્થાપવાથી અનેક લાભ થાય છે. પહેલો લાભ તો એજ છે કે જે લોકોને વાંચવાનો શોખ છે, પરંતુ પુસ્તકો ખરીદવાની શક્તિ નથી તેઓને જુજ રકમમાં જે જોઇએ તે વિષયના પુસ્તકો વાંચવા મળી શકે છે. કોઇ પંદર કે વીશ રૂપીઆનો કમાનાર હોય અને તેને વાંચવાનો શોખ હોય તો તે વર્ષે રૂપીઓ બે રૂપીઆ આપી દર રોજ એક એક ચોપડી પણ વાંચવી હોય તો વાંચી શકે,

પરંતુ દર મહીને એક ચોપડી વેચાતી લેવી હોય તો તેમ તે કરી શકે નહિ. આ પ્રમાણે ગરીબ વર્ગને માટે પુસ્તકાલયો સાહિત્યના પ્રાસાદના દ્વાર ખુલ્લાં મૂકે છે.

પુસ્તકાલયો જેઓ પુસ્તક ખરીદ કરવાની શકિત ધરાવે છે તેમને પણ ઓછાં ઉપયોગી નથી. આપણે પુસ્તક ખરીદી એ તે આપણને જે વિષયમાં રસ પડતો હોય તે વિષયનાંજ અને તે પણ છપાતાં બંધ ન થયાં હોય તેજ પુસ્તકો ખરીદીએ. પરંતુ ઘણીવાર આપણને બીજા વિષયના પુસ્તકો તેમજ છપાતાં બંધ થઇ ગએલાં પુસ્તકોની જરૂર પડે છે. આવાં પુસ્તકો પુસ્તકાલયોમાંથી આપણને મળી શકે.

પુસ્તકાલયો ત્યાં જનારની કેળવણીનું સાધન છે. જુદી જુદી જાતનાં પુસ્તકો આપણા વાંચવામાં આવે છે. ઇતિહાસ, શાસ્ત્ર, ધર્મ, કળા, વ્યાપાર, ઉદ્યોગ સર્વ બાબતોના પુસ્તકો ત્યાં હોય છે, અને તેથી કરીને આપણે સર્વ બાબતમાં કાંઇ નહિ ને કાંઇ જાણવાનું મળે છે અને તેથી આપણી માનસિક સંપત્તિમાં વૃદ્ધિ થાય છે. પુસ્તકો વાંચવાથી માણસના મનપર બહુ સારી અસર થાય છે. આ બાબતની પાશ્ચાત્ય દેશોમાં એવી ખાત્રી થઇ છે કે ન્હાનાં ન્હાનાં ગામોમાં પણ પુસ્તકાલયો ખોલવામાં આવે છે અને તેનો લાભ પ્રજાને આપવામાં આવે છે.

પુસ્તકાલયોનો એક બીજો મ્હોટો ફાયદો એ છે કે ત્યાં વર્તમાનપત્રો આવે છે તેમાંથી આપણે દેશ પરદેશની ખબરો જાણીયે છીએ એટલે દુરદેશોની સાથે આપણે લગભગ દરરોજ સંબંધમાં આવીએ છીએ. કોઇ મહાન વક્તા ભાષણ આપે છે તો તેનો સાર વર્તમાનપત્રોમાંથી મળે

છે, મ્હોટા બનાવો બને છે તેની ખબર મળે છે; કાંઇ નવા શોધો થયા હોય તો તેની ખબર મળે છે. વિગેરે અનેક જાતની ખબરો આપણને પુસ્તકાલયમાંથી મળે છે.

અનેક લોકને એકત્ર થવાનું આ એક કેન્દ્રસ્થાન છે એ-ટલે અનેક લોકો એક બીજાના સંબંધમાં આવે છે, અને તેથી તેમના વચ્ચે સદ્‌ભાવ, પ્રીતિ, ઉત્પન્ન થવાનો સંભવ રહે છે અને ઐક્ય પોષાય છે. એટલે રાષ્ટ્રીયજીવનના વિકા-સને પણ પુસ્તકાલયો ઘણાં અનુકૂળ છે.

વળી આપણો ફુરસદનો વખત આનંદમાં ગાળવાનું આ સિવાય બીજું સારૂં સાધન નથી. કારણ કે અહિં આપણને આનંદ સાથે બોધ પણ મળે છે. એકલોજ ક્ષણજીવી આનંદ મળે તેનાં કરતાં બોધ સાથે આનંદ મળે તે વધારે સારો માર્ગ છે.

આ પ્રમાણે પુસ્તકાલયો અનેક રીતે લાભકારક છે. માટે પ્રત્યેક શહેરમાં અને ગામમાં પુસ્તકાલયો સ્થપાવવાં જોઇએ. આવાં પુસ્તકાલયો ગામે ગામ અને શહેરે શહેર સ્થાપવાં એ રાજા અને પ્રજા બેઉનો ધર્મ છે, કારણ કે પ્રજાની કેળવણી પર પુસ્તકાલયો મ્હોટી અસર કરે છે.



# ભાગ્યના પ્રસાદને દુર્ભાગ્યનું નિમિત્ત થઇ પડતાં વાર લાગતી નથી.

---

ભાગ્યના પ્રસાદને દુર્ભાગ્યનું નિમિત્ત થઇ પડતાં વાર લાગતી નથી. વ્યવહારનું સૂક્ષ્મ અવલોકન કરીને વિદ્વજનોએ બાંધેલી આ વ્યાપ્તિ સત્યપૂર્ણ છે. અર્થ એવો છે કે જેને આપણે ભાગ્યનો પ્રસાદ માની લઇએ છીએ, જેમાં આપણે આપણું ભાગ્ય માનીએ છીયે તેજ વસ્તુ ઘણીવાર આપણા દુર્ભાગ્યનું સાધન કે કારણ થઇ પડે છે; આપણું સુખજ આપણા દુઃખનું કારણ થઇ પડે છે. આપણી આસપાસ દ્રષ્ટિ કરી સૃષ્ટિનું અવલોકન કરીશું તો આપણને આ વાતની પ્રતીતિ થશે.

પહેલાં આપણા વ્યવહાર પર દ્રષ્ટિ કરીએ. વ્યવહારમાં શું જોઇએ છીએ? સુંદર રૂપ અને મધુર કંઠ એ પોપટને બંધન કર્તા થઇ પડે છે. આપણે કાગડાને પાળતા નથી, પરંતુ પોપટને પાળીએ છીએ તેનું કારણ કે એનો કંઠ મધુર છે, અને એનું રૂપ સુંદર છે. કંઠમાધુર્ય અને સૌંદર્ય એ પોપટના બંધનનાં નિમિત્ત થાય છે. તેજ પ્રમાણે સુંદર અને મધુર કોમળ સુગંધ પ્રસારતા પુષ્પો ચૂંટાય છે, ચારે દિશામાં પ્રકાશ પ્રસારતો સ્વચ્છંદ ફરતો મણીધર મણીને માટે અને કસ્તુરીની સુગંધથી વાતાવરણને સુગંધમય કરી મૂકી દોડતાં ફરતાં મૃગ

કસ્તુરીને માટે હણાય છે. ચંદન વૃક્ષને સર્પના દંશ સહન કરવા પડે છે તે પણ આવાજ કારણને લીધે.

અનુભવનો તેમજ ઇતિહાસનો બોધ પણ આવોજ છે. **શ્રી રામચંદ્રજીને** પણ ઐહિક સુખના પરમ ભાગ્યોદય રાજ્યાભિષેકની તૈયારી બાર વર્ષના વનવાસનું કારણ થઇ પડયું. વિશુદ્ધિની મૂર્તિ **સીતા** જેવી પરમ પ્રેમાળ પત્નિ મળવી એ મનુષ્યના ભાગ્યનું શિખર છે. પરંતુ એજ પત્નિનો યોગ **શ્રી રામચંદ્રજીને** કેટલાં અને કેવાં કષ્ટોનું મૂળ થઇ પડયો! **સીતાજીને** પોતાને પણ રૂપ અને ગુણની સમૃદ્ધિ કેવી સંતાપ જનક થઇ પડી. આવાજ ઐતિહાસિક દર્શનથી મરહુમ ઇંગ્રેજ કવિ **લોર્ડ ટેનિસન** પર એવી ભારે અસર થઇ હતી કે તેણે આ વિષય પર એક કવિતા લખી છે. એ કવિતામાં કવિ લખે છે કે,

In every land I saw, wherever light illumineth,
Beauty and anguish walking hand in hand,
The downward slope to death.

આપણા દેશના ઇતિહાસપર દ્રષ્ટિ ફેરવશું તો જાણાશે કે આપણો ફળદ્રુપ રસાળ દેશ કેટલી પ્રજાઓની ઇર્ષ્યાનો ભોગ થઇ પડયો છે અને પરિણામે આપણને કેટલું સહન કરવું પડયું છે. મોગલોના વખતમાં સુંદર સ્ત્રીઓને અને તેમના પતિઓને કેવાં કષ્ટ સહન કરવાં પડયા છે, તે પણ સર્વને વિદિતજ છે.

ભાગ્યના પ્રસાદ દુર્ભાગ્યનું સાધન શા માટે થઇ પડતા હશે ? માનવીનો સ્વાભાવજ છે કે હમેશાં તે સુખની શોધ કરે છે અને ગમે તેવો ભોગ આપવો પડે તોપણ તેની પ્રાપ્તિને માટે યત્ન કરે છે. એક વસ્તુમાં સુખ માન્યું તે મેળવી, તેમાંથી સુખ ન જડતાં બીજી વસ્તુ પાછળ ભમે છે. એમ સુખ શોધની પરંપરા ચાલ્યા કરે છે. અને જેટલું કષ્ટ સહન કરવું પડે તેના પ્રમાણમાં મળવાના સુખનું મૂલ્ય જ્યાં સુધી વધારે લાગ્યાં કરે છે ત્યાં સુધી તે મેળવવાને યત્ન થયાં કરે છે. સ્વાભાવિક રીતેજ જ્યારે અન્ય જનોને ભાગ્યશાળી જુએ છે ત્યારે તેવું સુખ પોતે મેળવવાનો પ્રયત્ન કરે છે, અને વખતે તે જ્યાં જેની પાસે હોય ત્યાંથી પોતાને હાથ લઇ લેવાય તો તેમ કરવા ચુકતો નથી. બલકે તે પોતાની શક્તિની બહાર હોય તો તેનો નાશ કરવાનો પણ પ્રયત્ન આદરે છે, એટલે ભાગ્યના માનીતાઓ ઇર્ષ્યાનો ભોગ થાય છે અને તે દ્વારા તેમના ભાગ્યનો અંત આવે છે અથવા તો કાંઇ કષ્ટ સહન કરવાં પડે છે.

બીજું કારણ એવું છે કે જગતમાં હંમેશા કોઇની પણ એકની એક સ્થિતિ રહેતી નથી. અસ્તોદયનું ચક્ર હંમેશા ફર્યાં કરે છે અને ઘડીમાં ભાગ્યનો આરો ઉપર દેખાય છે તો ઘડીમાં દુર્ભાગ્યનો, આમ જગતનો સ્વભાવ ચળિત હોવાને લીધે આપણે જેમાં ભાગ્ય માન્યું હોય તેનો પણ ક્ષય થાય છે, અને એમ થાય છે ત્યારે આપણને જેમાં સુખ માન્યું હતું તેના અભાવે દુઃખ થાય છે. આપણે

કશામાં ભાગ્ય માન્યુંજ ન હોય તો દુર્ભાગ્યનો વારોજ આવે નહિ. કારણકે દુર્ભાગ્ય એટલે ભાગ્યનો અભાવજ કે બીજું કાંઇ !

વળી ભાગ્ય અને વિવેકની મૈત્રી વિરલ છે. એટલે ભાગ્યના વિકાસના સમયમાં આપણે વિવેક ભ્રષ્ટ થઇએ છીએ અને અત્યાચારમાં પડીએ છીએ. દ્રવ્યવંત મનુષ્યો દ્રવ્યનો અયોગ્ય વ્યય કરી પાછળથી કેવી દુર્દશામાં આવી પડે છે તેનાં દ્રષ્ટાંતો આપણે શોધવાં પડે એમ નથી. તેમજ તેઓ દ્રવ્યનો ઉપભોગ કરતાં કરતાં કેવા વ્યસનમાં પડે છે એ પણ અણજાણી વાત નથી.

ત્યારે ભાગ્યના પ્રસાદને દુર્ભાગ્યનું નિમિત્ત થઇ પડતાં અટકાવવું એ આપણા હાથની વાત છે ખરી એવો પ્રશ્ન સહજ ઉઠે છે. જેટલે અંશે આપણે વિવેક ભ્રષ્ટ ન થઇએ તેટલે અંશે આપણે ભાગ્યને દુર્ભાગ્યનું બીજ થઇ પડતાં અટકાવી શકીએ. ભાગ્યનાં ઉપભોગમાં આપણે જેટલો વિવેક રાખીએ તેટલું આપણે દુર્ભાગ્યને દુર રાખી શકીએ. વળી સર્વ સ્થિતિમાં સમતા સાચવવાની આપણને ટેવ પડી જાય તો દુર્ભાગ્યને દુર રાખવાની આપણી શક્તિ ઘણી વધે છે. ભાગ્યના દિવસમાં આપણે છલકાઇ જઇએ નહિ તો દુઃખના ભાર નીચે દબાઇએ પણ નહિ. આવી સમતા રાખવી કઠીન છે પણ તે પ્રયત્નથી સુસાધ્ય છે.



# સુખ દુખનું મિશ્રણ ઉત્કર્ષનું સાધક છે.



રાત્રી અને દિવસ એ કાળ ચક્રના આરા છે; તેમ સુખ દુઃખ એ સંસાર ચક્રના આરા છે. જે પ્રદેશમાં છ માસની રાત્રી છે ત પ્રદેશમાં દિવસ પણ છ માસનો છે; કેવલ રાત્રી કે કેવલ દિવસ કશે શોધ્યો જડે એમ નથી તેમ સંસારમાં પણ કેવલ સુખી કે કેવલ દુઃખી કોઇ નથી. ઉચું સુખ ભોગવનારની સુખ શૈયામાં દુઃખના માંકડો ભરાઇ નિંદ્રાનો ભંગ કરે છે; તો દુખના માંકડોથી ઉભરાતી શૈયામાં સુનાર ઘડીચપકો શાંત નિદ્રા ભોગવી લે છે. ક્રૂર જગતની ક્રૂરતા સહન કરી ઘેર આવતાં સ્વજનનો પ્રેમ એ ઘા રૂઝવી નાખે છે; ઘરની કુબજાના કંકાસથી કંટાળનારને બાહ્ય જગત વિશ્રામ સ્થાન છે. દ્રવ્ય હોય છે ત્યાં સંતાનનો અભાવ હોય છે. દ્રવ્ય અને સંતાન બે હોય ત્યાં સંતાન દુઃખદાયી નીવડે છે. સંતાન હોય છે ત્યાં દ્રવ્ય હોતું નથી. ઐહિક સુખની પરાકાષ્ટા ભોગવવાની સર્વ સામગ્રી સુલભ્ય છતાં નૃપતિઓ પણ હમેશાં સુખી હોતા નથી. તાત્પર્ય એ કે સંસારમાં કેવલ દુઃખ કશે દેખાતું નથી. સુખ અને દુખની ગ્રંથિમાંજ સંસારની જાળની રચનાનો આધાર છે; એ ગ્રંથિ છુટતાંજ એ જાળ પણ છુટે છે.

કેવલ સુખજ જો સૃજાયું હતે તો આપણને એની કાંઇ કીમત રહેતે નહિં. દુખ સુખની કીમત આંકવાનું સાધન છે. કોઇ માણસની છબી કહાડવી હોય તો તે એક રંગથી કહાડી શકાય નહિ. ધોળો રંગ લઇ ચિત્ર પટ પર છબી ચીતરવા બેસીએ તો ત રંગનો આકાર–માત્ર એક ધાબું-

પડી રહે. પરંતુ આંખ કાન, નાક વિગેરે બતાવવાં હોય અ-ર્થાત માણસનું સ્વરૂપ હોય તેવું આબેહુબ બતાવવું હોય તો કાળા ધોળા રંગનું મિશ્રણ કરવું પડે છે, અને ત્યારેજ આકૃતિ સુંદર અને આકર્ષક થાય છે. તેજ પ્રમાણે સુખમાં દુઃખનું મિશ્રણ સુખને આકર્ષક કરે છે અને આપણને તેની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરવા પ્રેરે છે. સુખનું યોગ્ય મૂલ્ય કરાવવા દુઃખની આવશ્યકતા છે એટલૂંજ નહિ પરંતુ તે આમ લાભકારક પણ છે.

દુઃખ આપણા નૈતિક ઉત્કર્ષનું સાધન થઇ પડે છે. જ્યાં નિરાશા અને નિષ્ફળતાનો અવકાશ નથી ત્યાં ધૈર્ય, ખંત, અને ઇશ્વરાધીનતા વિગેરે સદ્‌ગુણોના વિકાસનો અવકાશ પણ હોતો નથી. જે ધૈર્ય અને ખંતથી રોબર્ટ બ્રુસે વિજય મેળવ્યો તે દુઃખથીજ પોષાયાં હતાં. જન્મથીજ શ્રીમંતાઇના શિખરપર વસનારામાં દુઃખના કંટકમય માર્ગે એ ઉચ્ચ સ્થિતિએ પહોંચનારના જેવા સદ્‌ગુણો ભાગ્યેજ હોય છે. જેના માર્ગમાં અંતરાયજ ન આવે તેનામાં તે દૂર કરવાની શક્તિ શી રીતે આવે. માટેજ કહ્યું છે કેઃ--

રસાળ વિશાળ વિપત્તિની ફળદ્રૂપ ભૂમિ જણાય
દયા, ધૈર્ય, સ્વાશ્રય તણો, ફાલ અથાક લણાય.

દુઃખ એક પ્રકારના અંકૂશનું કામ કરે છે. અને તેથી આપણા અને આપણા સગાં સબંધીઓ અને મીત્રો વિગેરેના સંબંધપર આથી ઘણી અસર થાય છે. ચપટી ધુળની પણ પ્રસંગે જરૂર પડે છે એવું સમજીએ છીએ અને તેથી કોઇને પણ તુચ્છ ગણતા નથી અને સર્વ સાથેનો આપણો સંબંધ સારો રહે છે. વળી આપણે આત્મસંયમ કરતાં શીખીએ છીએ અને આપણી મનોવૃત્તિપર અંકૂશ મૂકતાં શીખીએ છીએ.

દુઃખ આપણને ઇશ્વરના સાન્નિધ્યમાં લઇ જાય છે. કહેવતજ છે કે " સુખે સોની અને દુઃખે રામ " સુખના સમયમાં આપણને એવો મદ ચઢે છે કે જગતકર્તા જેવું કોઇ છે એ ભાનજ જતું રહે છે અને નિરંકુશ જેમ આવે તેમ વર્તન કરીએ છીયે. સુખ અને દુઃખનું જગતમાં મિશ્રણ થએલું જોવામાં આવે છે છતાં આમ થાય છે તો એકલુંજ સુખ સર્જાએલું હોય તો આપણા મદની સીમા રહે ખરી? ઇશ્વરના વિચાર દુઃખમાંજ આવે છે. માટે ઇશ્વરના વિચાર આપણામાં પ્રેરનાર તરીકે દુઃખની ઘણી કીંમત છે. એથી આપણી ઇશ્વરભક્તિ જાગૃત થાય છે, આપણા દુઃખનું મૂળ શોધવાનું અને કારણ સમજવાનું મન થાય છે, માનવજીવન નો ઉદ્દેશ સમજી પાર પાડવાની વૃત્તિ થાય છે અને આ સર્વ આપણી ધાર્મિક ઉન્નતિના દાદરના પગથીઆં છે.

આટલે સુધી આપણે દુઃખની કીંમત કરી, અને સુખ માં દુઃખના મિશ્રણની યોગ્યતા અને સાર્થકતા તપાસી અને તે ઉપરથી હવે આપણે એવા નિશ્ચયપર આવી શકીએ કે આ પણા જીવનમાં સુખ અને દુઃખનું મિશ્રણ કરવામાં પરમેશ્વરે આપણાપર બહુ ઉપકાર કર્યો છે. કેમકે સુખમાં દુઃખનું આ મિશ્રણ આપણા નૈતિક તેમજ ધાર્મીક ઉત્કર્ષનું સાધક થઇ પડે છે. આવી રચના કરી ન હતે તો આપણામાં આપણે છીયે તેથી ઉચ્ચતર સ્થિતિએ પહોંચવાની વૃત્તિ જાગૃત થતે નહિ અને આપણું જીવન એકજ સ્થિતિમાં રહેતા ખાબોચી આના પાણી જેવું દુર્ગંધ મારતું થઇ જતે અને તેપર લીલ બાઝવાથી સર્વ રમણીયતાનો નાશ થતે.

# સ્ત્રી કેલવણી.



જે પ્રમાણે પુરૂષને કેલવણી આપીએ છીએ તે પ્રમાણે સ્ત્રીઓને પણ કેલવણી આપવી કે નહિ. અને આપવી તો કેવા પ્રકારની કેલવણી આપવી, એની ચર્ચા એ સ્ત્રી કેલવણી નો વિષય છે. સામાન્ય રીતે શિક્ષિત વર્ગમાં હવે સ્ત્રીઓને કેળવણી આપવાની આવશ્યકતા સ્વીકારાય છે પણ કયે માર્ગે સ્ત્રીઓને કેળવણી આપવી તે બાબત લોકોમાં હજુ ઘણો મતભેદ છે.

કેલવણીનો આપણે જે અર્થ કરીએ તે પર આ પ્રશ્નની ચર્ચાનો આધાર ઘણો રહે છે. કેટલાકો સમજે છે તેમ કેલવણી જો ઉદરપોષણ કરવાના સાધનનો સંગ્રહજ હોય એટલે કેલવણી જો માત્ર નોકરી મેળવવાને માટે કે બીજો કોઇ ધંધો કરવા સારૂ લેવાની હોય તો તો સ્પષ્ટજ છે કે આ જીવિકા સારૂ સ્ત્રીઓને માટે પ્રયત્ન કરનાર તેમના પતિઓાજ એકલા કેલવણી લે એજ યોગ્ય છે. પરંતુ કેલવણીનો અર્થ આવો કરવાનો નથી. કેલવણી એ નિર્વાહના અનેક સાધનો માંનું એક છે એ વાત ખરી છે; પરંતુ કેલવણીનો ઉદ્દેશ આના કરતાં જૂદોજ, વધારે ઉચ્ચ છે. જન્મથીજ આપણા માં અમુક શકિતઓ બીજ રૂપે રહેલી હોય છે. એ બીજ રૂપે રહેલી શકિતઓને કેલવણીનું પાણી પાઇ પાઇને તેમાંથી વૃક્ષ ઉત્પન્ન કરવાં એજ કેલવણીનો ઉદ્દેશ છે અને તેથીજ

એમ કહેવાય છે કે મનુષ્યની કેલવણી જન્મથી શરૂ થાય છે અને મરણાંત ચાલુ રહે છે. શાળાની કેલવણી એ આ મહા કેલવણીનો એક અંશજ છે.

જો કેલવણીનો આ અર્થ લઇએ તો તો સ્પષ્ટજ છે કે જેટલી પુરૂષને કેલવણીની જરૂર છે તેલટીજ સ્ત્રીને પણ છે. કારણ કે સ્ત્રી અને પુરૂષમાં જે શકિતઓ ખીલવવાનો કેલવણીનો ઉદ્દેશ છે તેમાં કોઇ પ્રકારનો જાતિભેદ નથી. જેટલો ભેદ સમયે જણાય છે તે ભેદ અંશભેદ છે. સ્ત્રીમાં કોમલતા છે અને પુરૂષમાં તે નથી એમ નહિ. સ્ત્રીનુ હૃદય વધારે કોમલ હોય છે; પુરૂષનું તેથી ઓછું હોય છે. પુરૂષનામાં માનસિક શકિત, વિચાર શકિત, હોય છે તે સ્ત્રીમાં નથી એમ નહિ; પરંતુ પ્રમાણમાં માત્ર ઓછી. એટલે સ્ત્રી પુરૂષમાં કેલવણીના મુળ પ્રશ્ન વિષે કશો ભેદ ગણવો જોઇએ નહિ. આવો ભેદ જો હોય તો જ્યાં સ્ત્રીઓને કેલવણી આપવામાં આવે છે તે દેશોમાં ઘણાંજ અનિષ્ટ પરિણામ આવવાં જોઇએ. પરંતુ તેમ થયું નથી. જે અનિષ્ટ પરિણામો આવ્યાં છે તે કેલવણીનો પ્રકાર નક્કી કરવામાં થએલી ભૂલનાં છે. અને તેને માટે કેલવણીને દુષિત ગણવી વ્યાજબી નથી. આપણા દેશમાં અસલના વખતમાં સ્ત્રીઓને કેલવણી મળતી હતી એમ આપણા પુરાણ વીગેરે ઉપરથી જણાય છે. મહાભારતમાં કિરાતાર્જુન નામના કાવ્યમાં દ્રૌપદીના વ્યવહાર જ્ઞાનનું આપણે દર્શન થાય છે, તેમજ અન્ય સ્થળે પણ અન્ય સ્ત્રીઓનાં ચરિત્રો વાંચવાથી જણાય છે કે પૂર્વે સ્ત્રીઓને અશિક્ષિત રાખવામાંજ તેમની રક્ષા થાય છે એવું મનાતું

નહિ. આ પ્રમાણે કેટલેક સ્થળેથી સ્ત્રીઓને કેલવણી આપવા સામે તેમને કેલવણીની જરૂર નથી એવો વાંધો ઉઠાવાય છે, તે ટકી સકે એવો નથી એમ સિદ્ધ થાય છે અને વળી એમ પણ સિદ્ધ થાય છે કે આપણા પૂર્વજોએ તેમને કેલવણી આપવી યોગ્ય ધારેલી છે.

કેળવાએલી સ્ત્રીઓ તેમને મળતા અવકાશનો સદ્દપયોગ કરે છે. સાધારણ રીતે પુરૂષ કરતાં સ્ત્રીઓને અવકાશનો સમય વધારે મળે છે. અને એ સમય તેઓ પારકાંની કુથલી કરવામાં, દોષ જોવામાં, ગાળે છે. તેમના આવા સ્વભાવ પરથી કહેવત પડી છે કે "ચાર મળે ચોટલા ત્યાં ઉંધા વાળે ઓટલા". હવે તેમને જો કેલવણી આપી હોય તો તેઓ અવકાશનો આવો દુરપયોગ ન કરતાં સારાં સારાં પુસ્તક વાંચવામાં, ભરવા ગૂથવામાં, વિગેરે બાબતમાં ગુંથાય. માટે તેમને કેલવવામાં આ એક મ્હોટો ફાયદો છે.

કેલવણી પામેલી સ્ત્રી પોતાના ધણીને ઘણી મદદગાર થઇ પડે છે. આપણા વિદ્વજજનોએ પતિ પત્નિનો સંબંધ દર્શાવતાં સ્ત્રીને **कार्येशु मंत्री** (કાર્યમાં મંત્રી જેવી) કહી છે, તે ઉચ્ચ પદે અશિક્ષિત સ્ત્રીઓને બેસાડવાની નથી, તેઓ બેસી શકતી પણ નથી. સ્ત્રી જો શિક્ષિત હોય તોજ આ મંત્રીપદનાં કર્તવ્યો નિપુણતાથી અદા કરી શકે. રાજ્ય તંત્ર કરતાં ગૃહતંત્ર ચલાવવું વધારે કઠીન છે, અને એ તંત્ર અ-શિક્ષિત સ્ત્રીઓના હાથમાં મૂકવામાં આવે તેના કરતાં સુશિક્ષિત સ્ત્રીઓ એ કાર્ય કરે તો વધારે સારી રીતે થાય એ નિશં-શય છે.

વ્યવહારમાં પણ કેલવણી ઘણી ઉપયોગી છે. સ્ત્રીઓને પણ આપણી માફક ઘણા લોકોની સાથે વ્યવહારમાં આવવું પડે છે અને એ વ્યવહારના યથાર્થ નિર્વાહ સારૂ જે સદ્‌ગુણોની જરૂર પુરૂષને છે તેવાજ સદ્‌ગુણોની જરૂર સ્ત્રીઓને પણ છે, અને આ સર્વ સદ્‌ગુણો કેલવણીથીજ ઉગે છે અને વૃદ્ધિ પામે છે. સાહિત્ય આપણી નૈતિક અને માનસિક ઉન્નતિનું સાધન છે અને તેનો પ્રસાદ કેલવણી દ્વારાજ મળે છે, એટલે તે રીતે વિચારતાં પણ સ્ત્રીઓને કેળવણી આપવી જરૂરની છે. જીવનચરિત્રો, ઇતિહાસો, કવિતાઓ વાર્તાઓ વાંચી પરાનુભવમાંથી બોધ લેવાનો તેમને પણ આપણા જેટલોજ અધિકાર છે, અને તેમના એ અધિકાર પર આપણે જેટલો અંકૂશ મૂકીએ તેટલે અંશે આપણે દુષિત ઠરીએ છીએ અને પોતે એ અધિકારને માટે નાલાયક ઠરીએ છીએ.

પરંતુ સ્ત્રીઓને કેલવણી આપવાનું આ એક બીજું અને મૂખ્ય કારણ છે. આપણા લોકોની સામાજિક ભાવનાઓ (Social Ideals) માં એકલી સ્ત્રીને કે, એકલા પુરૂષને સમાજના અંગ તરીકે ગણ્યો નથી, પરંતુ સ્ત્રી અને પુરૂષ એ બેને સમાજનું એક અંગ ગણેલું છે. સ્ત્રીને પુરૂષની અર્ધાંગના કહી છે તે આવાજ ઉદ્દેશથી. લગ્નનો ઉદ્દેશ પણ આજ ગણેલો છે કે,

"અન્યોન્ય કેરી ન્યૂનતા પુરે અનુગુણ દંપતિ"

પરંતુ અન્યોન્યની ન્યૂનતા પુરવાનું કાર્ય અશિક્ષિત પતિ અને શિક્ષિત પતિના સર્વ રીતે અયોગ્ય યોગથી થવું અશક્ય છે. જેમનામાં વિદ્યામાં, વિચારમાં, રસમાં ઐક્યતા

હોય તેજ સ્ત્રી પુરૂપનો યોગ યોગ્ય ગણાય અને આવી ઐ-ક્યતા કેળવણીથી ઉદ્દભવી શકે છે. અશિક્ષિત સ્ત્રી અને શિક્ષિત પુરૂપનાં જોડાં Mechanical mixture જેવાં છૂટાં પાડી શકાય એવાં થાય છે; શિક્ષિત સ્ત્રી પુરૂષો એક બીજામાં Chemical combination ની માફક ભળી જાય છે. આ પ્રમાણે આપણી લગ્નની ભાવનાના સાક્ષાત્કાર સારૂ પણ સ્ત્રીઓને કેળવણી આપવી આવશ્યક છે.

વળી આ એક સર્વ કાલે અને સર્વત્ર સ્વીકારાએલું સત્ય છે કે જ્યાં સુધી વૃક્ષ ન્હાનું હોય છે ત્યાં સુધી જેમ વાળીએ તેમ વળી શકે છે, તેજ પ્રમાણે બાલ્યાવસ્થામાં આપણને જેવી કેલવણી મળે તેવા આપણે મ્હોટપણે થઇએ છીએ. એટલે આપણી બાલ્યાવસ્થામાં આપણાપર અધિકાર ભોગવ-નાર સર્વ વાતે કુશલ હોવા જોઇએ. વાણી અને વર્તનદ્વારા આપણને હંમેશા સત્ય માર્ગેજ દોરવે અને જગતની લાલચો અને મોહિનીઓ સાથે યુદ્ધ મચાવી તેમાં વિજય પામવાને જે સદ્‌ગુણનું સૈન્ય આપણને જોઇશે તે આપણને એકઠું કરી આપે એવાઓના હાથમાં આ અધિકાર સોંપાય એજ વાસ્તવિક છે. આ તો દેખીતુંજ છે કે આપણે આપણો બા-લ્યાવસ્થાનો ઘણો અને અમૂલ્ય વખત આપણી માતાઓની દેખરેખ હેઠે ગાળીએ છીએ. આ માતાઓ પાસે તેમને શીર જે જવાબદારી છે તે યોગ્ય રીતે અદા કરવાના સાધન ન હોય એ વાસ્તવિક ગણાય ? મહાશાળાઓ (Colleges) માં શાસ્ત્રીય શિક્ષણને અવશ્ય જે સાધન સામગ્રી જોઇએ તેમાં ન્યૂનતા હોવાથી એ શિક્ષણ કેટલું અપૂર્ણ રહે છે તે બાબત આપણા અગ્રેસરો બુમ પાડે છે. પણ આપણાં પોતાનાજ

હાથની વાતમાં આપણે આપણી માતાઓને તેમના કાર્યમાં જોઇતી સાધન સામગ્રી પુરી પાડવા તરફ ઉદાસીનતા બતાવીએ છીએ. એ સાધનમાંનું મૂખ્ય સાધન કેળવણીજ છે અને હીંદુસ્તાનના ભવિષ્યનો આધાર ઉગતી પ્રજાપર છે એમ જો આપણી પૂરેપુરી માન્યતા હોય તો આપણે સ્ત્રી કેળવણીનો પચાર વધે એવાં પગલાં સત્વર ભરવાં જોઇએ.

આ વિષય આપણામાં ઘણા વખતથી ચર્ચાયાં કરે છે, પરંતુ તેનું પરિણામ હજુ સંતોષકારક રીતે આવ્યું કહેવાય નહિ. કારણ કે હજુ ઘણાં થોડાં કુટુંબો, અને તે માત્ર ઉચ્ચ જ્ઞાતિઓનાંજ, કન્યાઓને કેળવે છે. આપણે ઉપર ચર્ચા કરી તેપરથી જણાયું હશે કે સ્ત્રીઓને કેળવવાની કેટલી આવશ્યકતા છે. એ વિષયના નિબંધની સ્વ. સાક્ષર ગોવરધનરામના શબ્દોમાં પૂર્ણાહુતી કરવી યોગ્ય છે. લીલાવતીની જીવનકલામાં આ સમર્થ સાક્ષર લખે છે કે " તેમને કેવળ ભોળી અથવા મૂર્ખ રાખવી, સંસારના ઉચ્ચનીચ પ્રવાહોમાં અપરિચિત રાખવી, અને ત્રિગુણ ભરેલા વ્યવહારમાં અપ્રવીણ રાખવી એ માર્ગ તેમને અરક્ષિત રાખવાનો છે તે માર્ગ આપણી ગૃહદીપિકાઓને માટે ઉચિત ગણીએ તો તે ફાનસ વિનાની રવી પવનની લ્હેરોથી કંપશે અને ઝપાટો આવ્યે, છતે તેલે, હોલાઇ જશે. " વળી "પરંતુ એટલું તો નિશ્ચિંત છે કે કન્યાઓને કેવળ અશિક્ષિત રાખવામાં તેની કેવળ ભાગ્યહીનતા છે, એટલુંજ નહિ પણ તેના નવરાશના કાળમાં તેના હાથમાં તેને રસ પડે અને અવળે મારગે તેના મનને જતું રોકે એવો ઉદ્યાગ આપવા માટે સુવિધા જેવું બીજું અક્ષયપાત્ર નથી. "

# आश्रम विचार.



આપણી સામાજીક વ્યવસ્થા પર વિચાર કરીશું તો જણાશે કે ચાર મુખ્ય ભાવનાઓ પર આપણા સમાજનું બંધારણ છે. એ ચાર ભાવનાઓ (૧) વર્ણભેદ (જ્ઞાતિભેદ), (૨) આશ્રમ (૩) લગ્ન (૪) ધર્મ, કહેવાય છે. આપણે આશ્રમની ભાવનાની ચર્ચા કરવાની છે. આર્ય ઋષિ મુનિઓએ મનુષ્યના જીવનને ચાર ભાગમાં વહેંચી નાંખ્યું છે, અને પ્રત્યેક વિભાગને યોગ્ય કર્તવ્યો નક્કી કરેલા છે. મનુષ્યના જીવનની આ વ્યવસ્થાને આપણે ચાર આશ્રમ કહીએ છીએ. એ ચાર આશ્રમને આવાં ચાર નામો આપેલાં છેઃ- (૧) બ્રહ્મચર્ય, (૨) ગ્રહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થ, (૪) સંન્યસ્ત.

અસલના વખતમાં બાળક સાત વર્ષનો થતો કે તેને ઉપવિત સંસ્કાર કરી કોઇ યોગ્ય ગુરૂને ત્યાં મોકલી આપવામાં આવતો અને ૨૫ વર્ષ સુધી તે ગુરૂની પાસે રહી વિદ્યાભ્યાસ કરતો. આને બ્રહ્મચર્યાશ્રમ કહેતા. ઉપવિત સંસ્કાર થયાથી બાળક દ્વિજની ગણત્રીમાં આવતો. ઉપવિત ધારણ કરતી વખતે તે બ્રહ્મચર્ય ગ્રહણ કરતો. આજ પણ આ રિવાજની છાયા કેટલીકવાર જોવામાં આવે છે. જનોઇ પ્રસંગે કેટલાક બડવો ઉડાડે છે, તે આજ રિવાજનું રહ્યું સહ્યું ચિન્હ હોવું જોઇએ. જનોઇ પહેરનાર ઘેરથી નાસી જાય છે અને તેનો મામો તેને પકડી લાવે છે. અસલ આમ તેને પાછો બોલાવી લેવામાં આવતો નહિ;

પરંતુ ગુરૂને સોંપવામાં આવતો. ગુરૂને ત્યાં રહી તે વિદ્યાભ્યાસ કરતો, અને પોતાના આશ્રમ સારૂ ભિક્ષા માંગી લાવતો તેથી તેનો અને તેના સહચારી વિદ્યાર્થીઓ અને ગુરૂનો નિર્વાહ ચાલતો.

વિદ્યાભ્યાસ ઘણું ખરૂં ૨૫ વર્ષની વય થતાં બંધ થતો અને પછી વિદ્યાર્થી પિતાને ઘેર આવી ગ્રહસ્થાશ્રમ માંડતો. કેટલાંક વર્ષ ગ્રહસ્થાશ્રમમાં કહાડયા પછી અને સંતાનની પ્રાપ્તિ થયા પછી તે ગૃહસંસારનો સર્વ બોજો પુત્રપર કે પુત્રોપર નાંખી ધીમે ધીમે સંસારથી વિરક્ત થઇ વાનપ્રસ્થાવસ્થામાં પ્રવેશ કરતો, અને છેવટે સન્યસ્ત લઇ ઇશ્વર ચિંતનમાં નિમગ્ન રહેતો. ગૃહસ્થાશ્રમમાં તે પોતાની જ્ઞાતિના અને સામાન્ય રીતે સર્વ જનના હિતની પ્રવૃત્તિઓમાં યથા શક્તિ ભાગ લેતો અને આ બે આશ્રમમાં તેનું જીવન પ્રવૃત્તિમા રહેતું અને પછીના બે ભાગમાં નિવૃત્તિ શોધતું અને પરમાત્માની સેવામાં રહેતું. આ પ્રમાણેની આપણા જીવનની વ્યવસ્થા આપણા ઋષિ મુનિઓએ કરેલી છે.

આટલે સુધી આપણે આ ચાર આશ્રમોનું સ્વરૂપ જોઇ લીધું હવે વ્યવસ્થાની ઉપયોગિતાપર વિચાર કરીએ. આપણે વિચાર કરીશુ તો જણાશે કે જગતનો વ્યવહાર ચલાવવા સારૂ પ્રવૃત્તિની જરૂર છે. આપણું જીવન જો નિવૃત્તિમય હોય તો જગતનો વ્યવહાર સારી રીતે ચાલે નહિ તેમ હદપારની પ્રવૃત્તિથી પણ લાભને બદલે ગેરલાભ છે. આ બાબત યોગ્ય સ્થળે વિગતથી ચર્ચીશું. ત્યારે આપણા જીવનમાં પ્રવૃત્તિને અને નિવૃત્તિને બેઉને સ્થાન મળવું જોઇએ.

માટે આપણા જીવનના બે મૂખ્ય ભાગ કરેલા જણાય છે એક પ્રવૃત્તિનો સમય, બીજો નિવૃત્તિનો સમય.

પહેલાં આપણે પ્રવૃત્તિના બે વિભાગનો વિચાર કરીએ. પ્રવૃત્તિ બરોબર અને લાભકારક રીતે કરી શકાય એટલા માટે તેને માટે આપણે યોગ્યતા મેળવવી જોઇએ. આ જ્ઞાન આપણે પ્રથમાશ્રમમાં—બ્રહ્મચર્યાશ્રમમાં સંગ્રહ કરવાનું છે. આપણે કુશળતા મેળવી હોય તો ગ્રહસ્થાશ્રમ સારો ચાલે માટે પહેલાં ૨૫ વર્ષ, એટલે ગૃહમાં રમત ગમતમાં ગાળેલાં સાત વર્ષ બાદ કરતાં રહેલાં અઢાર વર્ષ વિદ્યા સંપાદન કરવામાં, શાસ્ત્ર ભણવામાં ગાળવાં પડતાં. આ પ્રમાણે આ કાલમાં એખલી વિદ્યા સંપાદન કરી શકાતિ. વળી આજ કાલ એવો છે કે તેમાં આપણું ચારિત્ર જેવું બાંધવું હોય તેવું બંધાય છે. પછી તેમાં ફેર થવો કઠીન છે. હમણા પણ આજ કાલમાં આપણે વિદ્યા સંપાદન કરી શકીએ છીએ, અને ત્યાર પછી કાંઇ નવું શીખવું પડે છે તો જરા અઘરૂં પડે છે, એટલે આપણા માનસિક બંધારાણ પર દ્રષ્ટિ કરતાં આજ કાલ વિદ્યા સંપાદન કરવાને યોગ્ય જણાય છે અને તેનો આવો ઉપયોગ કરવામાં આવતો તે યોગ્યજ હતું. એ કાલમાં વિદ્યાર્થીઓને ભિક્ષા માગીને નિર્વાહ ચલાવવો પડતો એટલે સ્વાશ્રય શીખતા અને જગત સાથેનો તેમનો સંબંધ છેકજ ત્રૂટતો નહિ અને સંસારનું આખેથી અવલોકન કરવાનો પણ પ્રસંગ મળતો. વળી આ કાલમાં લગ્ન કરાતાં નહિ એટલે શારીરિક અને માનસિક બલની વૃદ્ધિજ થયા કરતી. આવી રીતે આ બ્રહ્મ-

ચર્યાશ્રમની વ્યવસ્થા ઉત્તમ અને લાભ કારક હતી. આજ પણ જે મૂળ વિચારપર આ આશ્રમની વ્યવસ્થા હતી તેનો પાશ્ચાત્ય દેશોમાં સ્વીકાર થયો છે, અને શીષ્યોને શીષ્યાશ્રમોમાં રહેવાની ફરજ પાડવામાં આવે છે. આ ઉત્તમ વ્યવસ્થા વિસારી મૂકી બાળલગ્નો કરવા માડયાં ત્યારથી આપણે આપણાજ પગપર કુહાડી મારી અને આપણી શારીરિક અને માનસિક અધોગતિની શરૂઆત કરી. વિદ્યાર્થી જીવનમાં ગ્રહસ્થાશ્રમનો બોજો વિદ્યાર્થીઓને શીર નાંખવામાં આવે છે તેથી તેમનું વિદ્યાર્થીજીવન અકાલે પૂર્ણ થાય છે. શારીરિક અને માનસિક શક્તિ પૂર્ણ ખીલ્યા વિના ક્ષીણ થવા માંડે છે, અને પરિણામે અશક્ત પ્રજા ઉત્પન્ન થાય છે, તથા આયુષ્ય ટુંકા થાય છે. માટે આ આશ્રમની શ્રેષ્ઠતાનો વિચાર કરી આ બે આશ્રમોનો અયોગ્ય યોગ કરી ઉભયને અધમ સ્થિતિએ ન પહોંચાડવા એ આપણું કર્તવ્ય છે. જો વિદ્યાર્થીઓ પોતેજ એવો નિશ્ચય કરે કે વિદ્યાર્થીજીવન પૂર્ણ થાય ત્યાર પહેલાં લગ્ન કરવાં નહિ તો તેમનું વિદ્યાર્થીજીવન રમણીય અને લાભકારક થશે, અને ગૃહસ્થાશ્રમ સુધરશે.

ઉપર કહ્યું તે પ્રમાણે ગ્રહસ્થાશ્રમ વિદ્યાકાલ પૂર્ણ થયા પછી શરૂ થતો એટલે વિદ્યા અને શાસ્ત્ર ભણી કુશલતા પ્રાપ્ત કરી ગ્રહસ્થાશ્રમ માડનારનો ગ્રહસ્થાશ્રમ સફલ નીવડતો. ગુરૂની આજ્ઞા લઇ ગુરૂને યોગ્ય ગુરૂ દાક્ષિણા આપી વિદ્યાર્થી ઘેર આવે એટલે માતા પિતા તેનો ગ્રહસ્થાશ્રમ માંડી આપવામાં પ્રવૃત્ત થતાં અને યોગ્ય કન્યા શોધી તેની સાથે લગ્ન કરતાં. કન્યાની શોધ આ પ્રમાણે મોડી થતી એટલે ગુણ

રૂપ વિગેરેનો વિચાર કરી સારી કન્યા શોધવાનો અવકાશ રહે તો. તે સમયે કન્યાની માતાઓ પોતાની પુત્રીઓ પારણામાંથી ઝડપાય તેમાં સુખ માનતી ન હતી. પરંતુ તેને યોગ્ય પતિ મળે એમાંજ સુખ માનતી. લગ્ન કરીને પિતાની સાથેજ એકજ ગૃહમાં ગૃહસ્થાશ્રમી રહેતો, અને માતા પિતાની જ્ઞાતિ વિગેરે પ્રતિ પોતાના કર્તવ્યો અદા કરતો. ગૃહસ્થાશ્રમીના શીર પર બહુ કર્તવ્યોનો ભાર મૂકવામાં આવતો. અતિથિનો સત્કાર પંચ યજ્ઞ, દાન, વિગેરે અનેક કર્તવ્યો ગ્રહસ્થાશ્રમીને અદા કરવાં પડતાં. આજની માફક કુટુંબ પોષણ કરીને તે કાલના ગ્રહસ્થાશ્રમીઓ બેસી રહેતા નહિ. ગ્રહસ્થાશ્રમી પુત્રનો ગ્રહ સ્થાશ્રમમાં પ્રવેશ થાય અને તે પોતાના કર્તવ્યો યોગ્ય રીતે માતા પિતાની સાહાય્ય વિના અદા કરી શકશે એવું લાગે કે પિતા ધીમે ધીમે વ્યવહારનો ભાર તેને શીર આપી દેતો અને પોતે માત્ર સૂચના કરવાનું અને સલાહ આપવાનું રાખ તો. ત્યાર પછી યોગ્ય સમયે પોતે વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરતો. આ પ્રમાણેની વ્યવસ્થાથી પુત્રનામાં અને પુત્ર વધુનામાં અનેક પ્રકારના ગુણ પોષાતા અને વૃદ્ધિ પામતા સર્વ રીતે આ ભાર સહન કરવાને યોગ્ય થએલાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં એટલે ગૃહમાં કલેશ કંકાસ કે એવું કાંઇ થતું નહિ, તેમજ બાહ્ય જગત સાથેનો વ્યવહાર પણ સંતોષકારક રીતે સચવાતો. તે કાલમાં હાલમાં આપણે સંતાન થયા પછી તેમનાં નિર્વાહના સાધન શોધવા નિકળતા ગ્રહસ્થાશ્રમીઓની જે અવદશા જોઇએ છીયે તેવી અવદશા કોઇની થતી નહિ. તેમજ પુત્ર વધુ પણ યોગ્ય ઉમ્મરની થઇ સાસરે જતી

એટલે સાસરામાં કંકાસ થતો નહિ અને કુટુંબ સુખની પરિસીમા અનુભવાતી. ગ્રહસ્થાશ્રમમાં આપણો પ્રેમ ધીમે ધીમે વધે છે, પહેલાં પતિ અને માબાપને વિંટલાય છે, પછી સંતતિને, પછી સગાં સ્નેહીઓને અને એમ કરતાં કરતાં તે આપણી આસપાસના સર્વને વિંટલાઇ વળે છે. સ્થિર પાણીની સપાટીપર એક પથરો નાખીએ અને પ્રથમ ન્હાનું અને પછી એક પછી એક મ્હોટાં વર્તુલો થઇ પાણીની સપાટીમાં ભેળાઇ જાય છે તેમ ગૃહસ્થાશ્રમીનો પ્રેમ પ્રથમ થોડા વિસ્તારમાં પથરાઇ અંતે બ્હોળા વિસ્તારમાં પ્રસરી રહેતો. ત્યારે આપણા કૃત્તિમ અકાલ ગ્રહસ્થાશ્રમમાં આપણે શું જોઇએ છીયે? સાસુ, વહુ, અને નણંદો વચ્ચે કલેશ અને કજીઆ કંકાસ, પતિ પતિમાં સંતાન પ્રતિ અભાવ, અધમ સ્વાર્થ, અને બીજા અનેક અવગુણો, તથા સંતાનોમાં માતાપિતા પ્રતિ માનનો અભાવ, અને માતાપિતામાં સંતાનોના વિચાર અને આભિલાષાઓ પ્રતિ ઉદાસીનતા અને આ મરણાંત સર્વ વાતે અધિકાર ભોગવવાની–ગ્રહમાં સામ્રાજ્ય ભોગવવાની–તૃષા. આપણા ગૃહસ્થાશ્રમની ભાવનાને કાલને યોગ્ય સ્વરૂપમાં પુનઃ સ્થાપવી જોઇએ અને તેમ થાય તો જે કુટુંબ સુખ આપણાં પૂર્વજો ભોગવતા તે આપણે પણ ભોગવી શકીએ. યોગ્ય કાલે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ થતો હોય તો નિર્વાહનાં સાધન આગળથી શોધી રખાય અને તેટલો ભાર પિતાના શીર પરથી ઓછો થાય અને પિતાને નિવૃત્ત થવાનો અવકાશ મળે.

અમુક કાળ સુધી ગ્રહસ્થાશ્રમ ભોગવી વાનપ્રસ્થ થવાનો રીવાજ અનેક રીતે લાભકારક છે. એક તો પ્રવૃતિમાર્ગનો

ત્યાગ કરી નિવૃત્તિનું ગ્રહણ થઇ શકે છે. બીજુ હમેશાં પ્રવૃત્તિમાં રહેવાની શકિત હોતી નથી એટલે વખત થયા છતાં એચ્યાં કર્યાથી જે પ્રવૃત્તિમાં આપણે પડયા હોઇએ તેને હાની થવા સંભવ રહે છે. આપણે પોતાને પણ પ્રવૃત્તિ પછી યોગ્ય આરામ મળે છે. આ બાબતપર આર્થિક દ્રષ્ટિએ વિચાર કરીએ. આપણા લોક યોગ્ય સમયે વાનપ્રસ્થ થતા નથી તેથી કેવો ગેરલાભ છે ? પહેલા એ આશ્રમો બરાબર પળાતા નથી એટલે સંતતિને માટે દ્રવ્યોપાર્જન કરવાની તેમને જરૂર પડે છે અને તેથી વખતે વાનપ્રસ્થ થવાની વૃત્તિ છતાં પણ પ્રવૃત્તિમાં રહેવું પડે છે પણ તેથી શાં પરિણામ આવે છે તે તપાસીએ વયોવૃધ્ધ થયા છતાં આપણા લોક કામ કર્યાં કરે છે. એટલે ગ્રહસ્થાશ્રમમાં નવો પ્રવેશ કરનારની પ્રવૃત્તિનાં ક્ષેત્રની મર્યાદા જોઇએ તેટલી વિશાળ રહેતી નથી. વળી તેથી વય થઇ ગયા છતાં પ્રવૃત્તિનો આ સ્વીકારજ તેને ચાલું રાખવાનું કારણ થઇ પડે છે. કારણ કે પુત્ર ઠેકાણે પડયા વિના વાનપ્રસ્થ થતાં સ્વાભાવિક રીતેજ મન ખેંચાય હવે આને બદલે લોકો યોગ્ય કાલે વાનપ્રસ્થ થતા હોય તો કેટલા નવા ગ્રહસ્થાશ્રમીઓ તેમનું સ્થાન લે અને તેમનો સ્વાશ્રય તથા ઘરડાઓની નિવૃત્તિ કેટલી પોષાય ? જાહેર બાગોમાં અને જાહેર જગ્યાઓમાં જ્યાં લોકોની ગડદી થવા દેવી યોગ્ય નથી ત્યાં દાખલ થવાના દરવાજામાં એક ચક્ર મૂકેલું હોય છે. તેમાં એક માણસ ગયું કે બીજુ પેસે, અને બીજુ જતાં ત્રીજુ, એમ થયા કરે છે. એ વ્યવસ્થા કેવી સારી લાગે છે. અને જ્યાં એકદમ સામટાં કાંઇ વ્યવસ્થા વિના મનમાં આવે

તેમ આવવા જવાને દરવાજો ખુલ્લો મૂક્યો હોય છે ત્યાં કેટલી ભીડ થાય છે અને કેટલાક લોક ભીડમાં આવી જતાં વખતે કેવા ગુંગવાઇ જાય છે; આ સંસાર પણ સુખના દર્શન પાછળ ભમતાં મનુષ્યોનો જાહેર બાગ છે અને તેમાં પણ આવવા જવાની આવી વ્યવસ્થા સચવાઇ રહે એ ઉચિત છે. જે લોકો વાનપ્રસ્થ થાય છે તેઓ શું કરે છે? સંસારમાંથી નિવૃત્ત થવાને બદલે ઉલટા તેમાં મચી રહે છે. ગૃહની વ્યવસ્થાની ઝીણી ઝીણી બાબાતોમાં લક્ષ રાખી ઘરના માણસોને અકારા થઇ પડવાનો પ્રસંગ આણે છે અને બ્હાહ્ય જગતની કાંઇ પરોપકારક પ્રવૃત્તિઓમાં જોડાવવા વિનંતિ કરવામાં આવે છે તો કહે છે કે હું તો નિવૃત્તિમા છું! પરંતુ સ્વાર્થની સર્વ પ્રવૃત્તિનો ત્યાગ કરી આપણા લોક વાન પ્રસ્થાશ્રમમાં પરમાર્થનાં કાર્યો કરે તો આપણાં આવાં કાર્યોને કામ કરનારાનાઓની જે મ્હોટી ખોટ પડે છે તે પડે નહિ અને તેને લીધે આવાં કાર્યો અર્ધેથીજ અટકી પડે છે તેમ થાય નહિ.

સન્યસ્ત એ ચતુર્થાશ્રમ છે. વાનપ્રસ્થાશ્રમમાં નિવૃત્તિ સાધી પછી જીવનશેષ એકલીજ ઇશ્વર સેવામાં ગાળવો એ આ આશ્રમનો હેતુ છે. ઇશ્વરનાં સ્મરણ અને ચિંતનમાં આપણને દ્રઢ થવાને સારૂ આ આશ્રમની યોજના છે. મરણ કાલે જેવી આપણા મનની સ્થિતિ હોય તેવી આપણી ગતિ થાય એમ કહેવાય છે. માટે સારી ગતિ થવા સારૂ એ મનની સ્થિ-તિ પણ સારી હોવી જોઇએ. અભ્યાસ વિના આવી સ્થિતિ પ્રાપ્ત થતી નથી. માટે આપણા જીવનનો અંતભાગ કેવલ ઇશ્વરના સ્મ

રણુ અને ચિંતનમાં ગાળવાનો આ માર્ગ બહુ સુંદર છે. પરંતુ તેનો જે ઉપયોગ હાલ થાય છે તે ઘણુજ ગેરલાભ કરે છે. આજ કાલ તો સન્યાસનું મૂલ સત્વને બદલે તમોગુણમાં જડે છે. સંસારમાં કાઇ ઉથલ પાથલનો ભોગ થઇ પડયા, કે ઉદ્યોગથી ધન પ્રાપ્ત કરવાનો કંટાળો આવે કે ભગવાં પહેરી માથું મુંડાવી લોકો "નારાયણ"ની લલકારો નાખતા નીકળી પડે છે. નથી થતો તેથી તેમનો પોતાનો ઉત્કર્ષ કે નથી તેથી કશો દેશને લાભ. સન્યાસની આવી અધોગતિ થઇ છે. આજના કાલમા આ શ્રેયસાધક આશ્રમને કેમ પુનઃ સ્થાપન કરવો એનો નિર્ણય કરવો એ સહેલું કામ નથી. તો પણ તેઓ ધર્મોપદેશ તો કરી શકે એ તો ખુલ્લુંજ છે.

આપણે જોયું કે આપણા જીવનને ચાર વિભાગમાં વહેંચી નાંખી પ્રત્યેકને ગ્યેગ્ય કર્મ અને કર્તવ્યોની વ્યવસ્થા કરવામાં આપણા પૂર્વજોએ કેવું ડાહાપણ બતાવ્યું છે, અને એ આશ્રમ. વ્યવસ્થા હાલના સમયમાં સમયને અનુકૂળરૂપે પુનઃસ્થાપન થવાની કેવી જરૂર છે, વિદ્યાર્થીઓ જો વિદ્યાભ્યાસ કરે, ગ્રહસ્થાશ્રમીઓ સંસારનો નિર્વાહ કરે, વાનપ્રસ્થીઓ પરોપકારનાં કાર્યો કરે, અને ગ્રહસ્થાશ્રમીઓને પોતાના ડહાપણ અનુભવ અને બુદ્ધિનો લાભ આપે, અને સન્યાસીઓ ઇશ્વર ચિંતન કરે અને ધર્મોપદેશ કરવાનું માથે લે તો આપણી સામાજીક વ્યવસ્થા કેવી સુવ્યવસ્થિત અને શ્રેયકર થાય ?



# કહ્યા કરતાં કરી બતાવવું એ વધારે સારું છે.



સાધારણ રીતે આપણે જે કાંઇ કહેવું હોય છે, જે બોધ કરવો હોય છે તે નિબંધદ્વારા કે ભાષણદ્વારા કરીએ થીએ. પરંતુ તેમ કરવાથી આપણે સામાના મનપર જેટલી અસર કરી શકીએ તેના કરતાં વધારે અસર આપણા વિચારને અનુકૂળ વર્તન રાખ્યાથી દ્રષ્ટાંતદ્વારા થઇ શકે. અર્થાત વિચાર કરતાં આચારનું બળ વધારે છે, આમાં વિચારના બલની ઉપેક્ષા નથી; માત્ર એટલૂંજ કે સાપેક્ષ દ્રષ્ટિએ વિચાર કરતાં બોધ કરતાં દ્રષ્ટાંતનું બલ વધારે છે.

માનવીના સ્વભાવનું બંધારણજ એવું છે કે તેનાપર દ્રષ્ટાંતની વધારે અસર થાય છે. આપણામાં અનુકરણ કરવાની વૃત્તિ એવી પ્રબલ છે કે આપણે હંમેશા કોઇનું નહિ ને કોઇનું જાણ્યે અજાણ્યે અનુકરણ કર્યા કરીએ છીએ. આવા અનુકરણ માટે બોધ કરતાં દ્રષ્ટાંત વધારે અનુકૂળ છે એ તો દેખીતુંજ છે. એટલે જ્યારે આપણે કોઇને કાંઇ કરતાં જોઇએ છીએ ત્યારે તે આપણને પણ કરવાનું મન થાય છે, પરંતુ કોઇને કાંઇ કહેતા સાંભળીએ તો તેની આવી અસર થતી નથી. તેપરથી આપણને અનેક તર્ક વિતર્ક ઉઠે છે, અને તેનુ કહેવું આટલી સહેલાઇથી સ્વીકારતા નથી. આપણી સ્વભાવસિદ્ધ અનુકરણ વૃત્તિ વિચાર કરતાં આચારથી વધારે સતેજ થાય છે.

આપણે એક વાત એકલા કહીનેજ બેસીએ તો તેના સંબધમાં તે શકય છે કે કેમ, કેમ થઇ શકે, વિગેરે શંકાઓ ઉઠે છે. પણ જો આપણે કરી બતાવીએ તો આવી શંકાઓ ઉઠવાનો સંભવ નથી. આપણે વિચાર ને આચારમાં ઉતારીએ એટલે તેટલાથીજ એની શકયતા સમજાય છે, અને એ કેમ થઇ શકે છે તે પણ જણાય છે. આટલું જણાયા પછી તે પ્રમાણે આપણે પણ કરવા તૈયાર થતાં કશી જાતનો સંશય રહેતો નથી. વળી વિચાર ને જ્યાં સુધી આપણે આચારમાં મૂકીએ નહિ ત્યાં સુધી આપણે જે વિચારો દર્શાવીએ તે આપણનેજ સર્વ રીતે માન્ય છે નહિ એમ માનવાને લોકોને કારણ મળે છે. વિધવાવિવાહ ી બાબતમાં આમજ થયું છે. એ બાબતપર સુધારકો કેટલા વર્ષો થયાં કેવી ચર્ચા કરી રહ્યા છે ! પરંતુ તેનું પરિણામ આપણી સમીપજ છે. જેટલી બુદ્ધિ, શક્તિ વિગેરેનો વ્યય તેમણે વિચાર દર્શાવવામાં કર્યો છે તેના પ્રમાણમાં વિધવાવિવાહનો પ્રચાર આપણામાં ઘણો નજીવો થયો છે. આપણે વિધવાવિવાહ લાભકારક છે કે કેમ એ પ્રશ્ન બાજુએ મૂકીએ તોપણ આતો સ્પષ્ટજ છે કે, એ બાબતમાં સુધારકોને જોઇએ તેટલી સાફલ્યતા મળી નથી તેનું કારણ એજ છે કે જ્યારે જ્યારે તેમના વિચારોને આચારમાં મૂકવાનો વખત આવ્યો છે ત્યારે ત્યારે તેઓ તેમ કરવા ચૂકેલા છે. આથી લોકો એમ વિચારે છે કે આતો પારકા છોકરાને જતિ કરવાની વાતો છે. આ પ્રમાણે તેમની પ્રતિષ્ટા ઓછી થઇ છે અને તેમના પર કોઇને ભરોસો પડતો નથી. આપણા લોકોની ધર્મપરથી જે શ્રદ્ધા ઓછી

થઇ છે તેનાં અનેક કારણોમાંનું એક કારણ આ પણ છે. આપણે પુજા, દેવદર્શન, વ્રત વિગેરે કર્યા જઇએ પરંતુ દયા બતાવવાનો પ્રસંગ આવે ત્યારે ક્રુર થઇએ, સ્વાર્થને હાની થતી હોય તો અસત્ય બોલતાં આચકો ન ખાઇએ, ક્ષમા બતાવવાની હોય ત્યાં ક્રોધ કરીએ, દાન કરવાનું હોય ત્યાં કૃપણતા બતાવીએ, તો પછી લોકોની ધર્મપરથી શ્રધ્ધા ઉઠી જાય એ શું સ્વાભાવિક નથી?

બોધ કરતાં દ્રષ્ટાંત વધારે અસર કરે છે તેનું એક કારણ બીજું આ પણ છે. આપણે બોધ શ્રવણ કરીએ ત્યાં સુધીજ તેની અસર પહોચે છે અને કદી થોડો કાળ ચાલુ રહે. પરંતુ દ્રષ્ટાંતની અસર તો હમેશાં રહે છે કારણ કે બોધ કરતાં દ્રષ્ટાંત સતત આપણી દ્રષ્ટિ આગળ રહે છે, એટલુંજ નહિ પરંતુ તેમાં આપણે એક જાતનો રસ ઉત્પન થાય છે, એ રસથી આપણો ઉત્સાહ જાગૃત થાય છે અને આપણે પણ દ્રષ્ટાંત જેવું આચરણ કરવા તૈયાર થઇએ છીએ. આ પ્રમાણે બોધમાં નથી. જેટલા ટુંકા સમયમાં બોધ અપાય છે તેટલા ટુંકા સમયમાંજ તેની અસર પુરી થાય છે. વારે વારે એકનો એક બોધ આપીએ તો તેથી લોકોને કંટાળો આવે છે, એટલે બોધની ન્યૂનતા આ રીતે પુરવામાં પણ આમ અડચણ છે. ત્યારે દ્રષ્ટાંતમાં આપણને ઇતિહાસના જેવો રસ પડે છે, અને જેમ વધારે દ્રષ્ટાંતો હોય તેમ એ રસની વૃદ્ધિ થાય છે.

દ્રષ્ટાંત આપણી બુદ્ધિ પર અસર કરે છે ત્યારે બોધ

આપણી લાગણીઓનેજ ઉશ્કેરે છે. લાગણીઓના ઉશ્કેરાયાથી થતાં કાર્યો દુધના ઉભરા જેવાં હોય છે. અગ્નિ પરથી દુધનું વાસણ હેઠે ઉતારી મૂકતાંજ જેમ એ ઉભરો શમી જાય છે, તેમ લાગણીને ઉશ્કેરાવવાનું તાત્કાલિક કારણ નષ્ટ થતાં તે પણ ક્ષીણ થાય છે. પરંતુ દ્રષ્ટાંતની અસર આપણી બુદ્ધિપર થતી હોવાથી તે નષ્ટ થતાં વાર લાગે છે. એક વાત જ્યાં સુધી આપણી બુદ્ધિમાં ઉતરે નહિ ત્યાં સુધી આપણે તેમ માનીએ પરંતુ એકવાર આપણી બુદ્ધિમાં ઉતરે એટલે પછી તેની અસર હમેશાં રહે છે, અને તેનો કદી નાશ થતો નથી.

કાને સાભળીએ તેના કરતાં નજરે જોઇએ તેની અસર વધારેજ થાય છે એ તો સર્વનો અનુભવ છે. પૃથ્વિ પોતાની ધરી પર ફરે અને સૂર્યની આસપાસ પણ ફરે એ વાત એકલી વાંચ્યાંથી કે સાંભળ્યાથી સમજાતી નથી; પરંતુ તેજ પ્રમાણે આરની અણી પર ફર્યા કરતો, છતાં અનેક દિશામાં ભમતો, ભમરડો જોઇ એક વસ્તુને બે ગતિ કેમ હોય તેનો પ્રશ્ન પણ ઉઠતો નથી. કારણ સ્પષ્ટ છે. આપણે દેખીએજ છીયે કે આમ થાય છે. અને સૂર્ય મંડળમાં શું થાય છે તે સૂર્ય મંડળની રચના અને ગતિ બનાવનાર સૂર્યમાળા નામના યંત્રદ્વારા બતાવવામાં આવે છે, ત્યારે આપણો સંશય તદ્દન ટળી જાય છે.

એક બીજું કારણ પણ છે. જ્યારે કાંઇ નવોજ આરંભ કરવાનો હોય છે ત્યારે આપણે પોતે શરૂઆત કરવાનું ઠીક ધારતા નથી. આપણો સ્ભાવ કાંઇ એવો બંધાઇ ગએલો છે

કે કોઇ નવી બાબતમાં આગળ પડતો ભાગ લઇ દુનીઆની બત્રીશીએ ચઢતાં આપણે ડરીએ છીયે. એક સાધારણ દ્રષ્ટાંત લઇએ. કોઈ જાહેર બાબતને માટે ઉઘરાણું કર્યું હોય તો આપણે જેની પાસ પહેલા જઇશું તે કહેશેકે ફલાણા ભાઇ પાસે પહેલાં ભરાવોની. તેની પાસ જઇએ તો તે કહેશે કે પેલા પાસે જાઓ. પરંતુ આ પ્રમાણે જો સર્વ કરે તો કાંઇ કાર્ય થાયજ નહિ. માટે દ્દષ્ટાંત બેસાડવાની જરૂર છે, અને દ્રષ્ટાંતની આ રીતે પણ સારી અસર થાય છે.

ઉપર ચર્ચા કરી તેમાં વિચાર અને આચારમાં આચારને વધારે બળવાન ગણ્યો છે તે સત્યજ છે એમ જણાશે. પરંતુ તેમાં વિચારની ઉપેક્ષા કરવાનો હેતુ નથી. દ્રષ્ટાંતની અસર ઘણી થાય છે એ વાત સત્ય છતાં વિચાર વિના આ-ચાર સંભવતા નથી એ પણ લક્ષમાં રાખવાનું છે. પહેલાં વિચાર કરવા અને પછીને તે આચારમાં ઉતારવા. વિચારમાંજ આચારની ઉત્પત્તિ છે તો પણ આચારથી વિચારને પોષણ મળે છે. ન્હાનપણમાં માતા પિતાની પાસથી પોષણ પામી મ્હોટાં થતા બાલકો જેમ વયે પહોંચતાં ઘરડાં માંબાપોને પોષે છે તેમ વિચારથી આચાર પોષાય છે અને પછી પોતેજ વિચા-રને બલ આપ છે. માટે વિચાર પ્રમાણેનું વર્તન રાખવાને હમેશાં પ્રયત્ન કરવો જોઇએ, અને વિચારની ઉપેક્ષા ન કરતાં આચારની ઉપાસના કરવી જોઇએ.



# " मुखडा क्या देखो दर्पनमें नही कछु दया धर्म हे दीलमें "



આ બે ન્હાનકડી અને સાદી લીંટીઓમાં કવિએ એક ઉંચા પ્રકારનો નૈતિક બોધ સમાવી દીધો છે. આરસીમાં પોતાનું મુખ નિહાળી કાન્તિના પ્રભાવપર કે સૌંદર્યપર મગ્ન થતા કોઇ ગૃહસ્થને કવિ કહે છે કે તારા અંતરમાં દયા કે ધર્મ તો છે નહિ અને દર્પણમાં મુખ તે શું જોઇ રહ્યો છે? અર્થાત મનના સૌંદર્ય વિનાનું તનનું સૌદર્ય નકામું છે. માણુસનું મન ચોખ્ખું ન હોય તો પછી તેનું શરીર સુંદર હોય તો પણ તેની કશી કીંમત નથી. અર્થાત બાહ્ય સ્વરૂપના કરતાં આંતરશુદ્ધિ વધારે આવશ્યક છે.

મનનો વિકાસજ મનુષ્યને પરમેશ્વરની સર્વ કૃતિઓમાં ઉચ્ચ સ્થાને સ્થાપે છે. આપણામાં અને જડ વસ્તુમાંજ નહિ પરંતુ પશુ વર્ગમાં પણ જે ફેર છે તે એજ કે આપણામાં મન ખીલેલું છે. તેઓમાં ખીલેલું નથી. માટે જેથી કરીને મનુષ્ય સૃષ્ટિમાં સર્વથી ઉંચે સ્થાને સ્થપાય છે તેનેજ તેની પરીક્ષાનું પ્રમાણ ગણવું વાસ્તવિક છે. શરીર તો કેટલાંક પક્ષીઓનાં અને પશુઓના પણ સુંદર હોય છે; પરંતુ શું તેથી તેમને આપણે કદરૂપાં મનુષ્યો કરતાં ઉંચાં ગણી શું? નહિજ. આપણામાં મનની ખીલવણી થએલી છે, અને તેને લીધે આપણે સારૂં શું, ખોટું શું, તે સમજી શકીએ છીયે.

આ શક્તિનો આપણે જેવો ઉપયોગ કરીએ તેના પ્રમાણમાંજ આપણે ભલા કે ભૂંડા કહેવાઇએ.

વળી બાહ્ય સૌંદર્યમાં હમેશાં આંતરશુદ્ધિ પ્રતિબિમ્બિત થતી નથી. જેમ ઇન્દ્રવારણાંના ફળ બાહ્ય સ્વરૂપમાં ઘણાં રમણીય હોય છે પરંતુ સ્વાદે કડવાં હોય છે તેમ ઘણાં માણસો રૂપે સુંદર હોય પરંતુ ગુણે ખરાબ હોય છે. વળી ઘણીવાર એમ બને છે કે લોકો બાહ્ય ડોળ પર ઘણીવાર મોહી પડે છે એટલે જેઓ દુર્ગુણી હોય છે તેઓ બહારની ટાપટીપથી પોતાના દુર્ગુણો છુપાવવાનો પ્રયત્ન કરે છે. અને જાણી જોઇને લોકોને છેતરે છે.

જનસમૂહમાં રહેનાર મનુષ્યના બાહ્ય અને આંતર વ્યાપાર વચ્ચે ગણો વિરોધ હોય છે તે વિષે " ફુલની સાથે રમત " નામના કાવ્યમાં સાક્ષર શ્રી **નરસિંહરાવે** ઇસારો કર્યો છે. જગતના મનુષ્યોના આવા વિચિત્ર વર્તનથી કંટાળેલા કવિને સુંદર મધુરાં ફુલોની સાથે રંગે રમવાનું મન થાય છે, અને તેમને કહે છે કે,

" તમમાનું હું પણ રે કુસુમ એક કોમળિયું "
" રહી મનુજ સમૂહેરે વદન કરમાઇ ગયું. "

અને તેમની સાથે તેમના જે ગુણોને આકર્ષાઇ પોતે રમવા લલચાય છે તેમાં

" જેવું અંતર થાએરે ત્હેવું તમ મુખડું દીસે, "
" જેવું મુખ દેખાયરે ત્હેવું તમ હૃદય વિષે. "

એ ગુણ પણ ગણાવે છે. નૈતિક અધમતાને બાહ્ય આડંબરમાં શણગારી જનસમાજને છેતરનારા ઠગોને જગતમાં

શોધવા જવા પડે એમ નથી.

વળી ખરો મનુષ્ય તે તેનું શરીર નથી પરંતુ હૃદયમાં રહેલો આત્મા છે. એ આત્માનો વિકાસ બાહ્ય ઠાઠમાઠથી જણાતો નથી પરંતુ હૃદયની શુદ્ધિથીજ મપાય છે. ઘણાં ભલાં માણસો બાહ્ય ઠાઠમાઠ કરતાં નથી. એટલે જો બાહ્યાડંબરને આપણે માનવીની પરિક્ષાનું સાધન ગણીએ તો આવાં ભલાં માણસોને અન્યાય થાય છે. વળી શરીર નાશવંત છે અને તેમાં થતા ફેરફાર એકજ બાબતપર આધાર રાખતા નથી. એટલે શરીરને મનુષ્યની પરીક્ષાનું સાધન ગણવામાં ભૂલ થવાનો ઘણો સંભવ રહે છે. વળી અમુક માણસના શારીરિક સૌંદર્ય કે બાહ્ય આડંબરની અસર બહુ લાંબો કાળ પહોંચતી નથી, પરંતુ તેના ગુણોની અસર વધારે પહોંચે છે. માટે બાહ્યાડંબર કરતાં ગુણો ખીલવવાપર વધારે લક્ષ આપવું જોઇએ. ગમે તેટલો બાહ્યાડંબર રાખીએ પરંતુ આપણા ગુણો જણાયા વિના રહેતા નથી. કારણ કે એકાએક બોલી દેવાતા શબ્દો અને થઇ જતા વર્તનદ્વારા આપણા ગુણો આપો આપ જણાઇ આવે છે, એટલે આપણે ગમે તેવો પ્રયત્ન કરીએ તો પણ આખરે તે નિષ્ફળજ નીવડે છે.

બાહ્યાડંબરપર લક્ષ આપવાથી આપણી નૈતિક ઉન્નતિ થતી અટકે છે. એક બાબતમાં આવી ટેવ પડવાથી દરેક બાબતમાં આપણે બાહ્યાડંબર પરથીજ પરીક્ષા કરતાં શીખીએ છીએ અને પાછળથી પસ્તાવવાનો વખત આવે છે, એટલુંજ નહિ પરંતુ અંતઃકરણ જેવી કાંઇ વસ્તુ છે અને તેની શુદ્ધિ પ્રાપ્ત કરવી એ આપણી ફરજ છે એ ભૂલી જઇએ છીએ.

# વર્તમાન પત્રો અને માસીકો.

મુદ્રણકલાના શોધથી જનમંડળને ઘણો ફાયદો થએલો છે. જ્ઞાનના પ્રસારમાં અને દેશોના એક બીજાના સંબંધમાં વધારો કરવાના કાર્યમાં આ કલા ઘણી ઉપયોગી થઇ પડેલી છે. પુસ્તકો છપાય છે તે ઉપરાંત વર્તમાનપત્રો અને માસકો પણ છપાય છે. સુધરેલા દેશોમાં ઘણાં વર્તમાનપત્રો અને માસિકો નીકળે છે અને જન સમાજના ઉપર ઘણી અસર કરવામાં ફતેહમંદ નીવડે છે. આવા વર્તમાનપત્રો અને માસિકો વાંચવાથી થતા લાભ ગેરલાભ એ આ નિબંધનો વિષય છે.

પહેલાં વર્તમાનપત્રોનો વિચાર કરીએ. વર્તમાનપત્રોનો મૂખ્ય લાભ તો એજ છે કે આપણે આપણા દેશના જુદા જુદા વિભાગોમાં અને પરદેશમાં થતા જુદા જુદા બનાવોની ખબર મળે છે. ભિન્ન ભિન્ન સ્થળે વસતા લોકોને વર્તમાન પત્રો એક બીજા સાથે માનસિક સંબંધમાં આણે છે. આપણાથી દૂર વસતા આપણા બંધુઓ શું કરે છે, શું વિચારે છે કેમ વર્તે છે, વિગેરે બાબતની આપણને જાણ થાય છે. આવા જ્ઞાનદ્વારા આપણને ઘણું શીખવાનું મળે છે. સાંસારિક વ્યાવહારિક, રાજકીય, ઔદ્યોગિક, વિગેરે ક્ષેત્રોમાં બીજા લોકો કેમ પ્રવર્તે છે તે જાણ્યાથી આપણામાં જે ન્યૂનતા હોય તે પૂરવા આપણે પ્રયત્ન કરીએ છીએ. સુધરેલા દેશોમાં નિત્ય કાંઇ નવું થયાં કરે છે અને તે બધું આપણે વર્તમાનપત્રોદ્વારા જાણીએ છીએ.

પ્રજામતના પોષણ અને પ્રકાશમાં વર્તમાનપત્રોએ ભૂતકાળમાં ઘણી અમુલ્ય સેવાઓ બજાવેલી છે અને સાંપ્રતમાં પણ તેવીજ સેવા બજાવે છે. સામાજિક, ધાર્મિક, ઔદ્યોગિક, રાજ્યકીય, સર્વ બાબતમાં પ્રજાનો મત કેળવવાનું તેમજ તે કેવો છે તે જાહેર કરવાનું કાર્ય વર્તમાન પત્રો બહુ સારી રીતે કરે છે, લોકહીતના પ્રશ્નોપર જાહેર ચર્ચા કર્યાથી લોકમત ઉત્પન્ન થાય છે અને પ્રકાશ પામે છે. પાશ્ચાત્ય પ્રજાઓની ઉન્નતિમાં વર્તમાન પત્રોએ કેટલો ફાળો આપ્યો છે તે સર્વને વિદિત છે. એ પ્રજાઓ વર્તમાનપત્રો, અરજીઓ અને ભાષણો (Press, Petition and Platform) ને પ્રજાજીવનની સમૃદ્ધિનાં અમૂલ્ય અંગ ગણે છે અને આ ત્રણ બાબતમાં સંપૂર્ણ સ્વતંત્રતાથી કામ કરવાનો પોતાનો હક ગણે છે.

જાહેર સંસ્થાઓના કારભારપર પણ વર્તનમાનપત્રોની બહુ સારી અસર થાય છે. કારભાર સારો ચાલે નહિ તો જાહેરમાં ચર્ચા થશે એવા ભયથી ઘણી સંસ્થાઓના કારભાર સારા ચાલે છે. ઘણીવાર જાહેર ચર્ચાને લીધે જાહેર સંસ્થાઓ સુધરેલી છે.

હૈદ્રાબાદની રેલ, દુકાળ વિગેરે જેવા અકસ્માતના અને વિપત્તિના પ્રસંગોએ એક ભાગમાંથી બીજા ભાગને મદદ મોકલવાના કામમાં પણ વર્તમાનપત્રો ઘણું સારૂં કામ કરે છે, આવી મદદ થવા ઉપરાંત આવા કાર્યોથી લોકોની એ બીના તરફ દીલસોજી વધે છે.

વર્તમાતપત્રોના આવા લાભ છે તો તેના કેટલાક ગેરલાભ પણ છે. વર્તમાપત્રો વાંચવાની જેને બહુ ટેવ હોય છે તેને જાતે વિચાર કરી અભિપ્રાય બાંધવાની ટેવ પડતી નથી, અ-થવા એવી ટેવ હોય છે તો તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામવાને બદલે ક્ષીણ થતી જાય છે. સાધારણ રીતે સામાન્ય વ્યવહારને માટે જેટલું જ્ઞાન જોઇએ છીએ તેટલું જ્ઞાન વર્તમાત્રોનો સતત પરિચય રાખ્યાથી મળી શકતું હોવાથી કેટલાક લોકો માત્ર તેટલાથીજ સંતોષ માને છે, અને અમુક બાબતનો પોતાનો અભ્યાસ આગળ વધારવાનો પ્રયત્ન કરતા નથી, ચાર જણ એકત્ર થયા હોય ત્યાં વાતચીતમાં ભાગ લઇ શકવા જેટલું જ્ઞાન બસ છે એમ વિચારે છે અને વધારે જ્ઞાન મેળવવા અભ્યાસ કરતા નથી.

વળી વર્તમાનપત્રોની વ્યવસ્થા જો શિક્ષિત વર્ગના હાથમાં હોતી નથી તો તેથી ઘણા ગેરલાભ થવાનો સંભવ રહે છે. અશિક્ષિત મનુષ્યો જાહેર હિતના અનેક પ્રશ્નોપર યોગ્ય વિવેચન કરી શકે નહિ. અને તેથી પ્રજાને અવળે માર્ગે દોરાઇ જવાનો ઘણો સંભવ રહે છે. વર્તમાનપત્રોમાં ઘણા વિષયોપર ચર્ચા કરવાની હોય છે એટલે જો અધિપતિ શિક્ષિત હોતા નથી તો પ્રજાને અવળે માર્ગે દોરાઇ જવાનો સંભવ રહે છે, અથવા તો તેના લેખોની કાંઇ અસર થતી નથી કારણકે લેખ નિર્માલ્ય અને ઘણાં હલકા પ્રકારના લખાય છે.

વર્તમાનપત્રોના આવા લાભ ગેરલાભ છે. દરેક વસ્તુનો તેમજ આનો પણ આપણે જેવો અને જેટલો સદુપયોગ કરીએ

તેવો અને તેટલો થઇ શકે એમ છે. દુરૂપયોગ પણ આમજ થઇ શકે છે.

માસિકોના સામાન્ય નામમાં આપણે ત્રિમાસિકો વિગેરેનો પણ સમાવેશ કરીશું. માસિકોમાં કયાં તો એકજ વિષયની ચર્ચા કરવામાં આવે છે, અથવા અનેક વિષયોની. કયાં તો માસિકો એકદેશી હોય છે અથવા સર્વદેશી હોય છે, કેટલાક માસિકો ધર્મનીજ ચર્ચા કરે છે તો કેટલાંક રાજકીય વિષયોનીજ ચર્ચા કરે છે, કેટલાંક સાહિત્યના વિષયોની, કેટલાંક ઔદ્યોગિક વિષયોની કેટલાંક રસાયન વિદ્યાની કેટલાંક સર્વ વિષયોની ઓછી વધતી ચર્ચા કરે છે.

માસિક ગમે તે વિષયની ચર્ચાને માટે પ્રગટ થતું હોય તો પણ તેમાં સાધારણ રીતે વર્તમાનપત્રોના કરતાં વધારે ગંભિર લેખો આવે છે. વર્તમાનપત્રોના અધિપતિઓને તત્કાલ લેખો લખવા પડે છે એટલે સાધારણ રીતે જો અધિપતિ સુશિક્ષિત ન હોય તો વર્તમાન પત્રોના લેખો નિર્માલ્ય હોય છે. પરંતુ માસિકમાં લેખ લખનારાઓને પોતાને ઘણો અવકાશ મળે છે એટલે લેખ સારા લખી શકાય છે તેમજ અધિપતિને પણ લેખો તત્કાલ ભાગ્યેજ લખવા પડે છે. એટલે માસિકો વર્તમાન પત્ર કરતા વાચવામાં વધારે રસિક અને બોધક હોય છે.

અવકાશનો સમય આનંદ સાથે બોધ મળે એવી રીતે ગાળવાનાં ઘણાં સાધનો છે તેમાં માસિકોની પણ ગણના થાય છે તે વ્યાજબી છે, આપણે નવરા હોઇએ અને એકાદ સારૂં માસિક લઇ બેસીએ તો આપણો વખત કયાં જાય છે તે જણાતું નથી અને તેની સાથે આપણું જ્ઞાન વધે છે.

વળી જન સમાજનાપર તેમજ દેશના સાહિત્યપર માસિકોની ઘણી અસર થાય છે. લોકહિતના પ્રશ્નો માસિકોમાં વિસ્તારથી ચર્ચાય છે અને એવા પ્રશ્નોપર ઘણા વિદ્વાનોના ઘણી જાતના અભિપ્રાયો જાણી લોકને તુલના કરવાનું સુગમ થાય છે. સાહિત્યપર પણ માસિકોની અસર ઘણી અસર થાય છે કારણ કે સાહિત્યના અભ્યાસીઓને તેમના અભ્યાસના સાધન આમાંથી જડે છે, તેમની શૈલીના બંધારણ પર પણ માસિકોના લેખકોની શૈલીની અસર અણજાણી થાય છે અને સાહિત્યના વિષયમાં શરૂઆત કરવાનું સ્થાન પણ ઘણું ખરૂં માસિકો હોય છે. સાહિત્યના ક્ષેત્રમાં જેમણે પ્રવેશ કર્યો છે એવા લેખકોની કૃતિઓનું અવલોકન કરીને પણ માસિકકારો ઘણી સાહિત્ય સેવા બજાવે છે. વળી માસિકો તેમના અધિપતિઓની બુદ્ધિની કસોટી કરે છે અને તેને વ્યાયામ આપે છે.

વર્તમાનપત્રોના અતિ સહવાસથી જે ગેરલાભો થાય છે તે માસિકોના એવા સહવાસથી પણ થાય છે. જેટલે દરજજે માસિકો વર્તમાનપત્ર કરતાં ઉંચા દરજ્જાના હોય છે તેટલે દરજ્જે આ ગેરલાભ થવાનો સંભવ પણ ઓછો રહે છે.

આ પ્રમાણે વર્તમાનપત્રો અને માસિકોના લાભ ગેરલાભ છે. પ્રજાજીવન સાથે તેમને ઘણો ગાઢો સંબંધ છે. વર્તમાપત્રો અને માસિકોના ઉત્તમ લાભ જો અધિપતિઓ સુશિક્ષિત અને કાર્યદક્ષ હોય તોજ મળે.



# ઉદ્યોગ માનવજીવનનો પ્રાણ છે.



જમીન ખેડવામાં આવે છે ત્યારેજ સારો પાક ઉતરેછે, પરંતુ પડતર જમીનમાં તો ઘાસ ચારોજ ઉગે છે; બંધ જગ્યાની હવા કરતાં ખુલ્લી હવા વધારે આરોગ્યવર્ધક છે; સતત્ વહ્યાં કરતી સરિતાનું પાણી ચારે દિશાએથી બાંધી લીધેલા સરોવરના પાણી કરતાં વધારે નિર્મળ હોય છે; તેમ ઉદ્યોગી માનવીનું જીવન નિરૂદ્યમીના કરતાં વધારે સારૂં હોય છે. શારીરની સ્થિતિ સારી રહેવા સારૂં પ્રાણવાયુનું નિયમિત વહન થવું આવશ્યક છે તેમ માનવજીવનના ઉત્કર્ષ સારૂ ઉદ્યોગની જરૂર છે. ઉદ્યોગ માનવજીવનનો પ્રાણ છે.

ઉદ્યોગથી મનને અને શરીરને બેઉને વ્યાયામ મળે છે. કારણ કે આપણે ગમે તે ઉદ્યમ કરતા હોઇએ તો તેમાં શારીરિક કે માનસિક મહેનત કરવી પડે છે. કેટલાક ઉદ્યોગો એવા હોય છે ખરા કે જેમાં માત્ર શારીરિક મહેનત કરવી પડે છે. તો કેટલાક ઉદ્યોગોમાં માનસિક મહેનત કરવી પડે છે. વળી કેટલાક ઉદ્યોગોમાં ઉત્તમ પ્રકારની મહેનત કરવી પડે છે. સાધારણ રીતે તો બન્ને પ્રકારની મહેનત કરવી પડે છે તેથી આપણું શરીર અને મન બેઉ કેળવાય છે. શરીરને અને મનને સારી સ્થિતિમાં રાખવાની જરૂર છે. તન અને મનની આરોગ્યતા ઉત્તમ મનુષ્યના લક્ષણ ગણાએલાં છે. A sound mind in a sound body પણ આજ ભાવના પ્રકટ કરે છે.

ઉદ્યોગ આવું તન અને આવું મન પ્રાપ્ત કરવાનુ સાધન છે.

નિરૂદ્યમી મનુષ્યોનું મન આમ તેમ ભમ્યાં કરે છે અને ઉતરોત્તર અધોગતિ પામે છે. કાઇ કરવાનું હોય નહિ એટલે નિરૂદ્યમી મનુષ્યો ખોટા વિચાર કર્યાં કરે છે, અને ખોટાં કામ કરે છે. આપણામાં કહેવત છે કે "નવરો બેઠો નખોદ ઘાલે" તેમ ઇંગ્રેજ લોકોમાં પણ કહેવત છે કે An idle brain is Satans workshop. નિરૂદ્યમી મનુષ્યને ખોટી લતમાં પડતાં વાર લાગતી નથી, અને પાછળથી પસ્તાવવાનો વખત આવે છે. આ પ્રમાણે નિરૂદ્યમીને અનેક નૈતિક રોગો થવાનો સંભવ છે. ઉદ્યોગી મનુષ્યનું મન હમેશાં રોકાએલું રહેવાથી આવો ભય તેને નથી.

ઉદ્યમી મનુષ્યનો વખત ઝટ વહી જાય છે, વખત ક્યાં જાય છે અને ક્યાં નહિ તે જણાતું નથી એટલે તેનું જીવન મધુર થઇ રહે છે, વખત કેમ કાઢવો તેની તેને મુઝવણ થવાનો સંભવ રહેતો નથી, એટલે જીવનપર કંટાળો આવતો નથી. નિરૂદ્યમી મનુષ્ય એકની એક સ્થિતિથી કંટાળી જાય છે અને માનવજીવનના સુખનો અનુભવ કરી શકતો નથી. એટલુંજ નહિ પરંતુ તેનો સ્વભાવ ચીડીઓ થઇ જાય છે, જરા જરામાં આવા મનુષ્યો રીસે ભરાય છે, અને વિના કારણે ક્રોધ કરે છે. આવાં મનુષ્યને પોતે નિરૂદ્યમી હોવાને લીધે ઘણાં દુઃખ વેઠવા પડે છે અને તે સર્વનું કારણ પોતેજ છે એમ તેમનાથી સમજાતું નથી એટલે આવો ક્રોધ કરે છે, પોતે દુઃખી થાય છે, અને બીજાને દુઃખ કરે છે.

ઉદ્યોગનું આવું મહત્વ છે, પરંતુ દરેક બાબતમાં તેમ આમાં પણ અત્યાચાર અનિષ્ટજ છે. જો અતિ ઉદ્યમ કરવામાં આવે તો તેનું પરિણામ સારૂં આવતું નથી. મનને વ્યાયામ મળવાને બદલે તે નબળું પડી જાય છે તેમજ શરીર પણ નિરોગી રહેવાને બદલે રોગી થવા માંડે છે. લોકો વારા અને રજા પાળે છે, તેનું કારણ પણ આજ છે કે ઉદ્યમી મનુષ્યોને આરામ મળે. ઈંગ્રેજ લોકો રવિવારે રજા પાળે છે, મુસલમાનો શુક્રવારને પવિત્ર ગણે છે, અને આપણા હીંદુ લોકો અમાસને દિવસે કામ કરતા નથી તેનું કારણકે ઉદ્યમ પછી યોગ્ય આરમ મેળવવો એજ છે.

માટે સર્વ મનુષ્યોએ ઉદ્યોગી થવું ઘટે છે. કીડીઓ પોતાના દરમાં અનાજ લઇ જઇ, ચકલીઓ પણ આવોજ ઉદ્યોગ બતાવી, મધમાખીઓ મધ એકઠું કરી, આપણને ઉદ્યોગી થવાની જે સુચના કરે છે તેનો યોગ્ય સત્કાર કરી આપણે ઉદ્યોગી થવું ઘટે છે. ઉદ્યોગ માનવજીવનનો પ્રાણ છે અને ઉદ્યોગથીજ આપણું તન અને મન યોગ્ય આરોગ્ય ભોગવી શકે છે.



# વ્યવસ્થા.

સર્વ વાતમાં વ્યવસ્થા સાચવવાની ટેવ ઘણી લાભ કારક છે, અને તેથી ઘણા ફાયદા થાય છે. વ્યવસ્થાના અભાવને લીધે ઘણાં કામો ભાગી પડે છે; સારી વ્યવસ્થાથી નાનાં કામો પણ ઘણાં મ્હોટાં જણાય છે.

વ્યવસ્થા ઉપરજ જગતનો આધાર છે, સૃષ્ટિમાં આપણે સર્વત્ર વ્યવસ્થાજ જોઇએ છીયે. રાત્રી પછી દિવસ, એક ઋતુ પછી બીજી ઋતુ, પહેલાં બીજ પછી વૃક્ષ એ પ્રમાણેની વ્યવસ્થા સર્વત્ર જોવામાં આવે છે. વનસ્પતિ અને ખનિજ યોનિઓમાં પણ કેવી વ્યવસ્થા જોવામાં આવે છે? એક જાતનાં ફળ ફુલ વિગેરેનું બંધારણ એકજ અને જુદી જુદી જાતના ફળ ફુલનું બંધારણ જુદું. સૃષ્ટિમાં આવી વ્યવસ્થા હોવાને લીધે આપણને વ્યવસ્થા પ્રતિ સ્વાભાવિકજ પ્રીતિ હોય છે. જ્યાં વ્યવસ્થા જણાય છે તેના પ્રતિ આપોઆપ આપણું ચિત્ત આકર્ષાય છે.

વ્યવસ્થાથી સર્વ પ્રકારની ગુંચવણ નાશ પામે છે; અવ્યવસ્થામાં અનેક પ્રકારની ગુંચવણો ઉભી થાય છે. એક દ્રષ્ટાંત લઇએ. ગુજરાતી નિશાળમાં જે વર્ગમાં મૂળાક્ષર શિખવવામાં આવે છે ત્યાં કેટલાક વિદ્યાર્થીઓને અમુક અક્ષર સુધી આવડે છે, કેટલાકને તેથી ઓછું એમ ઓછું વધતું આવડે છે. હવે સર્વને વ્યવસ્થા પૂર્વક બેસાડયા ન હોય તો કેટલો ગુંચ

વાડો ઉભો થાય. કોઇને કાંઇ અને કોઇને કાંઇ આવડે એટલે કેટલાને કેટલું આવડે છે તે બરોબર જણાય નહિ, તેમજ પાઠ લેતાં વખત વધારે જાય પરંતુ જેમનો સરખો અભ્યાસ હોય તેમને એક સ્થળે બેસાડે તો કામ કેટલું સરળ થઇ જાય. વ્યવસ્થા આવી ઉપયોગી છે.

પુસ્તકાલયમાં ઘણાં પુસ્તકો હોય છે. હવે જો આ પુસ્તકોને વિષયવાર કે કોઇ પણ પ્રકારના ક્રમવાર ગોઠવ્યાં ન હોય અને એક જગ્ગોએ ઢગલો કરી મૂક્યો હોય તો એક પુસ્તક ખોળતાં કેટલી વાર લાગે બ્યવસ્થા પૂર્વક ગોઠવવાથી આપણે કેટલી વારમાં એક પુસ્તક શોધી કહાડીએ છીએ? વળી આ પ્રમાણે વખતનો બચાવ થવા ઉપરાંત પુસ્તકાલયની શોભામાં કેટલો વધારો થાય છે! બ્યવસ્થામાં એવો ગુણ છે કે સુંદરતા હંમેશાં તેની પછવાડો ભમ્યા કરે છે; જ્યાં બ્યવસ્થા ત્યાં સૌંદર્ય પણ આવેજ છે

બ્યવસ્થા આપણી માનસિક શાંતિ સાચવે છે ત્યારે અવ્યવસ્થા એ શાંતિનો ભંગ કરે છે. બ્યવસ્થા પૂર્વક ગોઠવેલી વસ્તુઓ ખપ પડે આપણે ઝટ મળી આવે છે. પરંતુ જેને બ્યવસ્થાની ટેવ નથી તેને તો અમુક વસ્તુ ક્યાં છે તેજ પહેલાં તો યાદ હોતું નથી અને તેથી શોધતાં વાર લાગે છે તથા શોધવામાં વખત જાય છે તે ઉપરાંત તેને ક્રોધ ચડે છે અને ચીડીઆં કરે છે.

બ્યવસ્થા સ્મરણશક્તિની પોષક છે. બ્યવસ્થા રાખવાની ટેવ જેમને હોય છે તેઓની સ્મરણ શક્તિ પણ સારી હોય છે. જેમ બાહ્ય જગતમાં તેમ આપણી માનસિક સૃષ્ટિમાં પણ સર્વ વસ્તુઓ પોત પોતાને સ્થાને ગોઠવાઇ જાય છે અને

જ્યારે જેનો ખપ પડે છે ત્યારે તે ત્યાંથી નિકળી આવે છે. અર્થાત તે કયાં શોધવી તે આપણને તરત યાદ આવે છે.

જેઓને વ્યવસ્થા સર કામ કરવાની ટેવ પડી છે તેઓ ધીરજવાળા હોય છે, ઉતાવળીઆ હોતા નથી. વ્યવસ્થાથી આપણું ધૈર્ય પણ વૃદ્ધિ પામે છે. અનેક દિશામાં ઉડવા પ્રયત્ન કરતું મન વ્યવસ્થા જાળવી શકે નહિ. એટલે આપણે ધીમે ધીમે મન પર અંકૂશ મેળવી ધીરજ રાખતાં શીખીએ છીએ. આવી રીતે વ્યવસ્થા આપણી ધીરજને પોષે છે. વ્યવસ્થાથી આપણી ધીરજ પોષાય છે તેનું બીજુ પણ કારણ છે. વ્યવસ્થાસર કામ કરવાથી હમેશાં તેનાં સારાંજ ફળ આવે છે. એટલે આપણે ખાત્રી થાય છે કે આપણી મહેનત વ્યર્થ જશે નહિ અને આપણે ઉતાવળીઆ થતા નથી

વળી વ્યવસ્થાપરજ સમાજનું બંધારણ છે. આપણા જીવનને વ્યવસ્થિત કરવામાંજ ચારિત્રનો ઉદય છે. કોઈ પણ પ્રકારની વ્યવસ્થા જાળવવાની હોય નહિ તો લોકો મનમાં આવે તેમ કર્યાં કરે અને તેના પરિણામે એક બીજાની વચ્ચે કલહ ને કંકાસ થાય. આપણા પૂર્વજો વ્યવસ્થાનું મહત્વ કેવી સારી રીતે સમજતા હતા તે આપણા રાષ્ટ્રીય અને સામાજિક જીવનમાં વ્યવસ્થા સાચવવાને કરેલી વર્ણાશ્રમની પુરાણી સંસ્થાનો સૂક્ષ્મ વિચાર કરવાથી સમજાય એમ છે.

વ્યવસ્થાનું મહત્વ આવું છે. માનવજીવનના રાજકીય, ઔદ્યોગિક, સામાજિક તેમજ ધાર્મિક સર્વ ક્ષેત્રોમાં વ્યવસ્થા સાચવવાથી અનેક લાભ છે.



# प्रमाणिकपणुं.



પ્રમાણિકપણું એ એક ઉંચો સદ્‌ગુણ છે; સર્વ મનુષ્યો એ પ્રમાણિક થવું એ તેમની ફરજ છે. પ્રમાણિક થવામાંજ સુખ છે. અપ્રમાણિક મનુષ્યોની દગલબાજી અને યુક્તિઓ કદાપી તરત જણાઇ આવે નહિ તો પણ અંતે તો પ્રમાણિક મનુષ્યોજ ફાવશે.

પ્રમાણિક માણસો સર્વને પ્રિય હોય છે, અને તેઓ સર્વના ભરોસાના પાત્ર થઇ પડે છે. કોઇ વ્યાપારી પ્રમાણિક હોય તો વ્યાપારીઓમાં તની પ્રતિષ્ઠા સારી હોવાને લીધે તેને જ્યારે જોઇએ ત્યારે જેટલો જોઇએ તેટલો માલ ઉધાર મળી શકે છે. વ્યાપારીઓ ની ખાત્રી થએલી હોય છે કે માણસ પ્રમાણિક છે એટલે તે ને કોઇ ધીરધાર કરતાં તેમને આંચકો આવતો નથી. અપ્રમાણિક માણસના પર કોઇને વિશ્વાસ હોતો નથી.

વળી પ્રમાણિક મનુષ્યો જેઓના સંબંધમાં આવે છે તેમની પ્રીતિનું પાત્ર થઇ પડે છે, અને સર્વ કોઇનો તેમનાપર પક્ષપાત થાય છે; એટલે આવા ગ્રહસ્થો સાથે જ્યારે તેને કાંઇ કામનો પ્રસંગ આવે છે ત્યારે તેમના તરફથી તેને પૂર્ણ આશ્રય મળે છે. દૃષ્ટાંત તરીકે કોઇ પ્રમાણિક માણસ નોકરીની શોધમાં હોય અને તે જેમના હાથમાં નોકરી આપવાનો અધિકાર છે તેમના પરિચયમાં આવ્યો હોય અને પ્રમાણિક જણાયો હોય તો તેઓ તેને પસંદ કરશે.

પ્રમાણિકપણું બીજા અનેક સદ્‌ગુણોને ખીલવે છે ત્યારે અપ્રમાણિકપણું અનેક દુર્ગૂણોને ખીલવે છે. પ્રમાણિક માણસ ઘણું ખરૂં આત્મસંયમી પણ હોય છે. અપ્રમાણિક થવાના ઘણા પ્રસંગો આવે છતાં પ્રમાણિક મનુષ્યોને પ્રમાણિકપણું સાચવવું પડે છે. પોતાના મનપર તેઓ તેટલો અંકૂશ મેળવે છે. અપ્રમાણિક મનુષ્યો આવી લાલચોના ભોગ થઈ પડેલા હોય છે એટલે આ અંકૂશ તેમને મળતો નથી તથા એક અપ્રમાણિક કૃતિને ઉઘાડી પડતી અટકાવવાને તેની આસપાસ અનેક જુઠાણાના કીલ્લા ચણવા પડે છે.

પ્રમાણિકપણાથી આપણો સર્વ સાથે સારો સંબંધ રહે છે; અપ્રમાણિક માણસોને ઘણા દુશ્મનો થાય છે. પ્રમાણિકપણું સર્વને પ્રિય હોય છે એટલે જ્યારે કોઇ અપ્રમાણિક મનુષ્યોના પરિચયમાં આવે છે ત્યારે તેને તેના ઉપર તિરસ્કાર ઉપજે છે. પ્રમાણિક મનુષ્યોપર દુખ આવી પડે છે ત્યારે સર્વ તેના તરફ દીલસોજી બનાવે છે પરંતુ અપ્રમાણિક માણસો પર જ્યારે દુખ આવે છે ત્યારે લોકો કહે છે કે એતો કરેલાં કર્મનાં ફલ ભોગવે છે અને "કરેગા સો પાવેગા" કહી તેના તરફ બેદરકારી બતાવે છે.

ઇંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથને માટે એમ કહેવાય છે કે તે ઘણો પ્રમાણિક હતો. એ કવિના આ સદ્‌ગુણનું એક દ્રષ્ટાંત આ છે. એણે જ્યારે Deserted Village નામનું એનું કાવ્ય પ્રસિદ્ધ કરવા એક પુસ્તકવિક્રયાલયના કાર્યભારીને આપ્યું ત્યારે તેણે એને ૧૦૦ પાઉન્ડ આપવા કહ્યું; પરંતુ ગોલ્ડસ્મિથને કેટલાકો તરફથી એમ કહેવામાં આવ્યું કે કા

વ્યના વિસ્તારના પ્રમાણમાં આ રકમ વધારે છે ત્યારે તે તેને વાસ્તવિક લાગ્યું અને તરત પેલા કાર્યભારીને ચીઠી લખી ૧૦૦ પાઉન્ડ લેવાના કહી સૂચવ્યું કે વેચાણના નફામાંથી પોતે પૈસા લેશે. પુસ્તક વેચાતાં ગોલ્ડસ્મિથને આશરે ૫૦૦ પાઉન્ડ મળ્યા !

કેટલાકો કહે છે કે આ જગતજ જુઠાનુ છે અને પ્રમાણિક માણસો ઘણા થોડા જડે છે, માટે જ્યાં ઘણા અપ્રમાણિક હોય ત્યાં પ્રમાણિક થવામાં ફાયદો નથી. પરંતુ આપણે પ્રમાણિકપણે ચાલવાનું છે તે કાંઇ કોઇ ફાયદાને માટે નહિ; પરંતુ સદ્ગુણી થવું એ આપણી ફરજ છે અને પ્રમાણિકપણું એ એક સદ્ગુણ છે માટે આપણે પ્રમાણિકપણે ચાલતાં શીખવાનું છે.

બીજી બધી ટેવો જેમ ન્હાનપણમાંજ પડે છે તેમ પ્રમાણિકપણાની ટેવ પણ ન્હાનપણથીજ પાડવી જોઇએ. ન્હાનપણથીજ જો આપણે પ્રમાણિક થતા શીખ્યા હોઇએ તો મ્હોટપણે એ ગુણ આપણને સ્વભાવસિદ્ધ થઇ જાય છે. એકવાર અપ્રમાણિક માર્ગે વિચરતાં શીખ્યા પછી એ માર્ગમાંથી પાછા ફરતાં અનેક કષ્ટો સહન કરવાં પડે છે.

માટે આપણા સર્વનું કર્તવ્ય છે કે ન્હાનપણથીજ આપણા ભાઇભાંડુઓને પ્રમાણિક થતાં શીખવવું. આ શિક્ષણ જાતે પ્રમાણિકપણે વર્તન કરીને અપાય તોજ તેની સારી અસર થાય છે. કારણ કે બોધ કરતાં દ્રષ્ટાંતદ્વારા વધારે લાંબો વખત સુધી ટકે એવી અસર થાય છે.

•—∞∞—•

# નિયમિતપણું.



જે કાર્ય જ્યારે કરવાનું નક્કી કર્યું હોય ત્યારે તે કાર્ય કરવું જોઇએ. શાળાના કાર્યનો આરંભ અગીઆર વાગે થતો હોય તો આપણે અગીઆર વાગે ત્યાં હાજર રહેવું જોઇએ; કોઇને મળવા જવાને આપણે વખત નક્કી કર્યો હોય તો તે વખતે તેને મળવું જોઇએ; દરરોજ ઇશ્વરની પ્રાર્થના અમુક કલાકે કરવાની હોય તો તે વખતે તે કરવીજ જોઇએ; અર્થાત સર્વ કાર્ય નિયત કરેલે સમયેજ કરવાં જોઇએ.

નિયમિતપણું અનેક રીતે લાભકારક છે. જેમ અનેક જાતની વસ્તુઓનો એક ઢગલો કરી મૂકયો હોય તેના કરતાં તેને વ્યવસ્થાસર ગોઠવીએ તો સારૂં દેખાય છે. અને તેનો વિસ્તાર ઓછો થઇ ગએલો લાગે છે તેમ આપણે ગમે તેટલાં કામ કરવાનાં હોય તોપણ પ્રત્યેકને માટે અમુક સમય નક્કી કરી તે સમયે તે કરીએ તો આપણા કાર્યનો વિસ્તાર ઓછો થઇ ગએલો લાગે છે. આ પ્રમાણે સમય મુકરર કરી કામ કરીએ નહિ તો કામનો બોજો આપણે હોય તેના કરતાં ઘણો મ્હોટો લાગે છે. એક કાર્ય જ્યારે કરવાનું નક્કી કર્યું હોય ત્યારે તે ન કરવાથી એક વખતે અનેક કાર્યો કરવાનાં એકઠાં થાય છે, અને આપણે ગભરામણ થાય છે કે આ બધું કયારે પુરૂં કરીશું. તેનું પરિણામ એ આવે છે કે, આપણે ઘણા ઉતાવળીઆ થઇ જઇએ છીયે. ઉતાવળથી કરેલાં કામ હમેશાં

સારી રીતે થતાં નથી એટલે આપણાથી આપણું કામ જેટલી સારી રીતે કરવું જોઇએ તેટલી સારી રીતે થતું નથી; પણ જો નિયમિતપણું સાચવવાની આપણને ટેવ હોય તો આવો ગભરાટ થવાનો સંભવ નથી. દરેક વખતે તે વખતનું કામ થયાં કરે અને તે સારી રીતે થાય.

આપણા પોતાને માટેજ નિયમિત થવાની જરૂર છે એમ નથી. આપણા કાર્યો કોઇ હંમેશાં આપણને એકલાનેજ કરવાનાં હોતા નથી. ઘણીવાર આપણે પારકાની મદદ લેવી પડે છે. હવે જો આપણે નિયમિતપણે કામ કરીએ નહિ તો આપણાં પોતાના કામોની વ્યવસ્થા ઉથલપાથલ થવા ઉપરાંત આ લોકોની કામની વ્યવસ્થા પણ ઉથલપાથલ થઇ જાય છે. આપણે પોતાના કામમાં કદી ગુંચવણ ઉભી કરીએ તો તે સુધારી શકીએ પરંતુ બીજાની વ્યવસ્થા આ પ્રમાણે ગુંચવાવી નાંખવાનો આપણને અધિકાર નથી.

નિયમિતપણું આવી ગુંચવણો દુર રાખવા ઉપરાંત વખતનો પણ બચાવ કરે છે. અમુક વખતે અમુક કામ કરવાનું હોય તે જે સહુને તે કામ કરવાનું હોય તે સર્વ તે વખતે તે કામ કરે નહિ તો આગળ કોઇ વખતને માટે તે કામ મુલતવી રાખવું પડે. વળી તે પ્રસંગે પણ નિયત વખતે તે કામ થશેજ એવી કાંઇ ખાત્રી રહેતી નથી. એટલે એક કામ જે થોડા સમયમાં થાય છે તે કરવા અનિયમિત લોકો ઘણો વખત્ત ગુમાવે છે. આ પ્રમાણે નિયમિતપણું વખતનો યા વ્યય કરાવે છે.

જેમને મુકરર કરેલે વખતે કામ કરવાની ટેવ હોતી નથી તેઓ પોતાના શીર પર કામનો કેટલો બોજો છે તે બરોબર સમજી શકતા નથી, અને કેટલીકવાર એવું બને છે કે કામ ઘણું હોય અને વખત ઓછો હોય. નિયમિત વખતે જેઓ કામ કરે છે તેઓને પોતાનો નવરાશનો સમય કેટલો છે તે હમેશાં લક્ષમાં હોય છે અને કોઇ પણ કામ માથે લેતાં પહેલાં તેઓ પહેલો એજ વિચાર કરે છે કે તે કયે વખતે કરીશું. આવો વિચાર જેમને આવી ટેવ હોતી નથી તેઓ કરી શકતા નથી, પોતાને શિર કામનો બોજો વધારતાજ જાય છે, અને જયારે કરવાનો પ્રસંગ આવે છે ત્યારે કાર્ય સારૂં થાય તેના કરતાં ઝટ્ પુરૂં થઇ જાય એની વધારે ચિંતા રાખે છે.

આપણા જીવનના સાધારણ પ્રસંગોમાં અનિયમિત પણાથી કેવા ગેર લાભ છે એતો દેખીતુંજ છે. મુસાફરી કરનાર અનિયમિત હોય તો ગાડી ચૂકે, વ્યાપારી માલ ખરીદ કરવાનો સમય અને પ્રસગં ગુમાવે, વિદ્યાર્થીઓ નંબર ગુમાવે, ધંધાધારીઓ પૈસા ગુમાવે વિગેરે બાબતો ઘણી દેખીતીજ છે એટલે તેમના પર માત્ર લક્ષ ખેંચવા સિવાય વધુ વિવેચન અનાવસ્યક છે.

નિયમિત પણાના આવા ફાયદા છે; અનિયમિતપણાથી આવા ગેર ફાયદા છે. માટે આપણે હમેશા નિયમિત થવું જોઇએ. કરકસરથી રહેનાર પોતાનુ દ્રવ્ય ઉડાઉ મનુષ્યના કરતાં સારે માર્ગે વાપરી શકે છે તેમ નિયમિત રીતે કામ કરવાની જેમને ટેવ પડી છે તેઓ પોતાના વખતનો એ રીતે જે બચાવ કરે છે તેનો સદર્થે ઉપયોગ કરી શકે છે.



# ઉદ્દેશની ઉત્કૃષ્ટતાથી અનિષ્ટ સાધનોનો ઉપયોગ યોગ્ય ઠરતો નથી.



ઘણા લોકો કહે છે કે આપણો ઉદ્દેશ જો ઉચ્ચ હોય તો તે પાર પાડવાને આપણે શાં સાધન વાપરીએ છીએ તે પર બહુ લક્ષ આપવાની જરૂર નથી. હેતુ ઉચ્ચ હોય તો તે ઉચ્ચ ઉદ્દેશ પાર પાડવામાં અનિષ્ટ સાધનોનો ઉપયોગ કરીએ તો તે નૈતિક દ્રષ્ટિએ ક્ષમ્ય છે કે કેમ, ઉદ્દેશની ઉત્કર્ષતા અનિષ્ટ સાધનોની અધમતા નષ્ટ કરે છે કે કેમ, તે તપાસવાનું છે.

પ્રથમ તો આપણને કાંઇ ખાત્રી નથી કે જે ઉચ્ચ ઉદ્દેશની સિદ્ધિ અર્થે આપણે પાપ કર્મનો સ્વીકાર કરીએ તે ઉદ્દેશ સિદ્ધ થશેજ. આપણે જે પાપ કર્મો કરીએ તે તો કર્યાં એટલે તે ન કર્યાં થઇ શકશે નહિ, અને કદી જો આપણો હેતુ પાર પડે નહિ તો એ પાપ કર્મોનો ભાર આપણને મિથ્યા વહન કરવો પડશે. સન્માર્ગે પ્રયત્ન કરવાથી આ વસ્તુસ્થિતિ ઘણી બદલાય છે. આપણો હેતુ પાર પડે કે ન પડે તો પણ આપણે સન્માર્ગેજ વર્ત્યા છીએ એ એક મ્હોટો સંતોષ રહે છે. ત્યારે જો બેઉ માર્ગમાં આપણા અર્થની સિદ્ધિની શકયતા તો એટલીજ રહે છે તો પાપ કર્મનું પોટલું બાંધવાની શી જરૂર છે?

વળી આપણા અર્થની સિદ્ધિ એકલી શંશયગૃસ્તજ છે એમ નથી; એ સિદ્ધિ સન્માર્ગેજ શકય છે. જો આપણે એમ વિચારીએ કે સન્માર્ગે આપણો અર્થ સિદ્ધ કરતાં વાર લાગે છે, અને અન્યમાર્ગે એ સિદ્ધિ સરલ થાય છે તો તે પણ એક ભ્રમજ છે. સત્ અને અસત્ વચ્ચે તીવ્ર વિરોધ છે. ઈન્દ્રવારણાંના બી રોપીએ તો ફુલનો ફાલ ઈન્દ્રવારણા-નોજ આવે; ઇન્દ્રવારણાંના વેલાપરથી દ્રાક્ષ મળે નહિ. તેમ પાપ કર્મથી ઉચ્ચ અર્થની સિદ્ધિ થાય નહિ. જેવું બી તેવાંજ ફુલ તેમ જેવાં સાધન તેવુંજ પરિણામ આવે. ત્યારે પહેલાં તો અધમ સાધનોથી ઉચ્ચ ઉદ્દેશ સિદ્ધ થવોજ અસંભવિત છે; એટલે આપણે આપણાં સાધનનો શોધ નીતિને માર્ગેજ કરવો જોઈએ.

કદી એમ કબૂલ કરીએ કે અનિષ્ટ સાધનોથી ઇષ્ટ અર્થની સિદ્ધિ શકય છે તો પણ પહેલાં તો આજ વિચાર કરવાનો છે કે જો આપણા અંતઃકરણને જે ખોટું છે તે હંમેશા ખોટુંજ છે એવું માનવાની ટેવ ટળી જાય તો આપણને કુકર્મ કરતાં જે આંચકો લાગે છે તે આંચકો લાગશે નહિ. કુકર્મ કુકર્મજ છે એવી માન્યતાજ આપણને એ માર્ગે વિચરતાં અટકાવે છે અને જો આવી માન્યતા શિથિલ થઇ જાય, તો આપણને કુમાર્ગે જતાં અટકાવનાર કોઇ રહેશે નહિ. તેથી આપણી ઉત્તરોત્તર અધોગતિજ થયાં કરશે.

વળી પાપ કર્મનો સ્વભાવજ છે કે, તે કદી એકલાં રહેતાં નથી. પાણીની સપાટીપર ફરતાં વહાણો જેમ એક પણ બાકું પડતાં પાણીથી ભરાઇ જઇ ડુબી જાય છે તેમ આપણાં અંતઃકરણમાં એક પણ પાપ કર્મને પેસવાનો માર્ગ મળતાં અનેક પેસી જશે અને પરિણામે આપણે પાપના દરિયામાં ડુબી જઈશું. માટે આપણી ફરજ છે કે આપણે પાપ કર્મને આપણા અંતઃકરણમાં પેસવાનો એક પણ માર્ગ આપવો નહિ.

આપણે એમ ધારીએ કે એકાદવાર આવો માર્ગ પકડીએ તેમાં શું ખોટું છે? આપણું કામ પાર પડેથી આપણે કયાં પાપ કર્મો સતત્ કર્યાં કરવાં છે. પરંતુ આ એક ભ્રમ છે. પાપનો પ્રથમ શુદ્ધ બુદ્ધિથી સ્વીકાર કરવાથી ધીમે ધીમે સ્વાર્થવૃત્તિથી તેનો સત્કાર થવાનો સંભવ રહે છે. જેને આપણે સુખ કહીએ છીએ તેમાંના કેટલાંક એવાં છે કે જો તેની પ્રાપ્તી અનીતિને માર્ગેજ ન થતી હોય તો આપણે તે સુખ ભોગવાની તીવ્ર ઇચ્છા થાય. હવે જો અનીતિને હમેશાંજ અનીતિ ન ગણીએ તો આવાં સુખ ભોગવવાની ઇચ્છા થતાં તે તરફ આપણી ઝટ પ્રવૃત્તિ થશે અને અનીતિનો સ્વીકાર કરતાં આંચકો નહિ આવે; આવશે તો નીતિપર અનીતિને વિજય મેળવતાં વાર નહિ લાગે.

આમ છતાં આપણે કદી આપણા ઉદ્દેશની ઉત્કૃષ્ટતાપર લક્ષ રાખી અનીતિનો માર્ગ સ્વીકારીએ તો તેથી જેઓ એ

માર્ગમાં પડેલા છે તેમના પર કેવી અસર થશે તેનો પણ વિચાર કરવો જોઇએ. આપણું દ્રષ્ટાંત લઇ તેઓ અનીતિમાં મચ્યા રહે. આપણે શા હેતુથી અધમ સાધનોનો ઉપયોગ કરીએ છીએ તે તેઓ વિચારશે નહિ. તેઓ તો માત્ર એટલૂંજ જોશે કે આપણે અમુક માર્ગ ગ્રહણ કરતાં, અમુક સાધન વાપરતાં આંચકો ખાતા નથી અને તે પ્રમાણે કરવામાં તેઓને પણ કશો બાધ નથી. આમ થવાથી આપણે જન સમાજની અનીતિમાં વૃદ્ધિ કર્તા થઇ પડીશું અને જગતના પ્રવાહને નીતિની દિશામાં વાળવાની આપણી પવિત્ર ફરજમાં ચૂકીશું એટલૂંજ નહિ પરંતુ એ પ્રવાહને અનીતિની દિશામાં વાળવામાં સાહાયભૂત થવાનું પાપ કરીશું. આવું આચરણ ઇશ્વરના નિયમની વિરૂદ્ધ છે અને માટેજ કોઇ પણ કારણથી ક્ષમ્ય ગણાવવું જોઇએ નહિ.

આ પ્રમાણે ગમેતે રીતે આ બાબતનો વિચાર કરીએ તોપણ આપણે એકજ નિર્ણયપર આવી શકીએ છીએ કે ઉદ્દેશની ઉત્કૃષ્ટતાથી અનિષ્ટ સાધનો ઉપયોગ ક્ષમ્ય થતો નથી.



# જીવનભાવના.



મહાન પુરૂષોના જીવન વૃતાંત વાંચતાં આપણે જણાય છે કે તેઓમાંના લગભગ બધાએ પોતાના જીવનના આરંભમાંજ અમુક ભાવનાઓ પસંદ કરી એ ભાવનાઓનો સાક્ષાત્કાર કરવા પોતાનું જીવન ગાળેલું જણાય છે. સાહિત્ય સૃષ્ટિમાં સરસ્વતીચંદ્ર નામની નવલ કથા રચનાર તરીકે પોતાની કીર્તિ અમર કરી જનાર સ્વ. ગોવર્ધનરામના જીવનનું જેટલું વૃતાંત પ્રસિદ્ધિ પામ્યું છે તેપરથી સ્પષ્ટ માલમ પડે છે કે તેમણે અમુક ભાવના પસંદ કરી પોતાનું જીવન તેના સાક્ષાત્કાર અર્થે ગાળેલું છે. જેઓ માનવજીવનનો સર્વોત્તમ ઉપયોગ કરવાની ઇચ્છા ધરાવતા હોય તેમની ફરજ છે કે વિદ્યાર્થી જીવનના અંતકાળમાં અમુક ભાવના પસંદ કરી પોતાના જીવનમાં તેને અનુકૂળ વર્તન રાખવા પ્રવૃત્ત થવું.

આપણી ભાવના ( Ideal ) આપણા જીવનપર ઘણી પ્રબલ અસર કરે છે. જેઓ અમુક ભાવના નક્કી કરી તેને અનુસરતી પોતાની જીવનની વ્યવસ્થા કરે છે તેઓનું જીવન એક દિશામાં વહી જતી સરિતાની માફક તે ભાવનાની દિશામાં વહ્યું જાય છે. જેઓ આ પ્રમાણે અમુક ભાવના પસંદ કરતા નથી તેમનું જીવન જમીન પર પડેલા પારાના જેવું અસ્થિર ઘડીમાં એક અને ઘડીમાં બીજી દિશામાં જતું જણાય

છે. જેમના જીવનની નિયામક અમુક ભાવના હોય છે તેઓ ના જીવનમાં આત્મવિરોધ પેસી જતો નથી; પરંતુ જેઓ કોઇ પણ ભાવનાને આધીન રહેતાં નથી તેઓ ઘડીમાં આમ ને ઘડીમાં તેમ વર્તન કરે છે.

વળી આપણે જે કાંઇ કરીએ છીએ તેમાં પહેલાં હેતુ નક્કી કરી કરીએ છીએ. તો આપણા જીવન જેવી અમુલ્ય બાબતમાં તેમ ન કરવું, અને તેને કાળનો પ્રવાહ જે દિશામાં વહી જાય તે દિશામાં વહી જવા દેવું એ વાસ્તવિક નથી. હેતુ પૂર્વક કરેલું કાર્ય વગર હેતુએ કરેલા કાર્યનાં કરતાં વધારે સારું થાય છે તેમ ભાવનાને આધીન રહેનારનું જીવન પણ સુંદર બને છે.

આપણા ચારિત્રના બંધારણમાં પણ ભાવનાઓ ઘણી અસર કરે છે. જેવી આપણી ભાવના તેવું આપણું ચારિત્ર. જેઓ પોતાના જીવન પર ભાવનાની આ નિમાયક સત્તાનો સ્વીકાર કરે છે તેમનું જીવન વધારે ઉચ્ચ અને સુખી થાય છે. ખલાસી વિનાનું વહાણ સમુદ્રમાં અથડાઇ કૂટાઇ ભાંગી જાય છે, તેમ ભાવના વિનાનું જીવન પણ અનેક ભય અને વિટંબનાથી ભરપુર હોય છે.

કેવા સંજોગોમાં કેમ વર્તવું તે પોતાની જીવન ભાવના જેમણે નક્કી કરી રાખી છે તેમને સરળ થઇ પડે છે. જેમણે આ માર્ગ લીધો નથી તેઓ અણજાણ્યા વિકટ જંગલના અણ

જાણુ મુસાફરીની દશા ભોગવે છે. તેમને ક્યાં જવું તે સુઝતું નથી. આપણા જીવનમાં આપણે અનેક કર્તવ્યો અદા કરવાનાં છે. ઘણીવાર એમ બને છે કે આ કર્તવ્યોમાં પરસ્પર વિરોધ જણાય છે, અને તેવે પ્રસંગે અમુક નિર્ણયપર આવતાં ઘણું ગુંચવાવું પડે છે; પરંતુ જો આપણી જીવન ભાવનાની કસોટી આપણી પાસે હોય તો આ સર્વ કર્તવ્યોની તે વડે કસોટી કરી જેને જેટલું માન આપવું ઘટે તેને તેટલું માન આપીએ.

આપણા પોતાનાપર જે અસર થાય છે, અને આપણને પોતાને જેટલા લાભ છે તે ઉપરાંત આપણા પરિચયમાં આવનાર પર પણ આપણી ભાવનાઓની પ્રબલ અસર થાય છે. મનુષ્યનો અનુકરણ કરવાનો સ્વભાવજ છે અને આપણે જો ઉચ્ચ ભાવનાઓને આધીન રહી આપણા જીવનની વ્યવસ્થા કરીએ તો આપણા પરિચયમાં આવનારને મનુષ્યો પણ તેમ કરે. પ્રમાણિક મનુષ્યોના પરિચયમાં આવનારને પ્રમાણિક થવાનો સંભવ છે; સાક્ષર જીવન ગાળનારના પરિચયમાં આવનારને સાહિત્યનો રંગ લાગવાનો સંભવ છે; દેશભક્તિને પોતાનું જીવન અર્પણ કરનારના પરિચયમાં આવનાર દેશભક્તો બને એ સંભવિત છે.

આપણે કર્મ અને પુનર્જન્મમાં શ્રદ્ધા છે એટલે એ દ્રષ્ટિએ જોતાં આપણા ભાવી જન્મ ઉપર પણ આ જન્મની ઘણી અસર થાય છે એમ સમજાય છે. આ જન્મમાં ઉચ્ચ ભાવનાઓ રાખી હોય તો આવતા જન્મમાં આ જન્મ કરતાં

વધારે ઉન્નત સ્થિતિએ પહોંચીશું, અને વધારે ઉચ્ચ ભાવનાઓ રાખીશું.

અમુક ભાવના પસંદ કરી તેને અનુસરતું આપણું જીવન ગાળવું એમાં કેટલો લાભ સમાએલો છે તે આ ઉપરથી સમજાય એમ છે. ભાવના નક્કી કરી આપણા જીવનની વ્યવસ્થા તેને અનુકૂળ કરવી એમાં આપણને તેમજ આપણા પરિચયમાં આવનાર સર્વને લાભ છે.



# केटलाक निबंधोनी रूपरेषा.

**૧ આશા:**—(૧) આશાની વ્યાખ્યા. (૨) આશાનો સ્વભાવ. (૩) **આશાદર્શી** થવામાં સમાએલા લાભ. (અ) આશા ઉત્સાહને પોષે છે. (બ) દુ:ખની કડવાસ ઓછી કરે છે. (ક) ધૈર્ય વધારે છે. (ખ) આશા ઉદ્યોગનું મૂળ છે. (ગ) આશા દર્શી મનુષ્ય જેના સહવાસમાં આવે છે તેમનાપર સારી અસર કરે છે. (૪) અતિશય આશા રાખવાના ગેર લાભ (અ) અનુભવના બોધની અવગણના, (બ) મિથ્યા કાળ ક્ષેપ (ક). આશાદર્શીઓ હમેશાં વિટંબણાઓની ઉપેક્ષા કરે છે.

૪ **સંસાર સુધારો:**—સંસાર સુધારો એટલે શું? (અ) આપણા સામાજીક જીવનની ખામીઓ, (બ) એ ખામીઓ સુધારવાને કરવામાં આવતા પ્રયત્નો, (૨) હાલના સુધારકો સુધારો કેવી રીતે કરવા માંગે છે. (અ) પાશ્ચાત્ય પ્રજાઓ સાથે આપણો સંબંધ. (ગ) હાલના સુધારકો પશ્ચિમના લોકોનું અનુકરણ કરે છે. (૩) સુધારાના પ્રયત્નો વાસ્તવિક રીતે જોતાં કઈ દીશામાં થવા જોઇએ. (અ) પશ્ચિમનું પ્રજાનું અનુકરણ કરવું કે આપણી પૂરાણી ભાવનાઓને સાંપ્રત સમયને અનુકૂળ રૂપ આપવું ? ( પશ્ચિમના લોકોની અને આપણી સામાજિક ભાવનાઓની સરખામણી. (૪) નિર્ણય.

૩ “ **જગરૂપ ધરે તું નવાજ નવાં** ”—(૧) ઉપોદ્ઘાત. (અ) કોનું વચન છે અને ક્યાં લખાયું છે. (૨) જડ સૃષ્ટિનું અવલોકન કરતાં આ વાત સત્ય લાગે છે. (અ) રાત્રિ દિવસ; ઉત્પત્તિ, સ્થિતિ અને લય. ( બીજમાંથી વૃક્ષ અને વૃક્ષનું કાષ્ટ.) (૩) ચેતન સૃષ્ટિમાં પણ આમજ જણાય છે. (અ) એકજ સ્થિતિ હમેશાં પહોચ્યાં કરતી નથી. રંક સમૃદ્ધિવાન થાય છે, સમૃદ્ધિવાન રંક થાય છે, સુખી દુઃખી થાય છે દુ;ખી સુખી થાય છે. (બ) આપણું શરીર દર સાત વર્ષે તદન ફેરવાઇ જાય છે, (૪) ઉપસંહારઃ—આ પ્રમાણે જગત નિત્ય નવીન રૂપ ધરે છે તેમાંથી આપણે શું ધડો લેવો જોઇએ. જે વખત જેવી સ્થિતિમાં આવી પડીએ તે વખત તે સ્થિતિ નીભાવી લેવી. સુખમાં મસ્ત ન થવું અથવા દુઃખમાં સંતાપ કરવો નહિ.

૪ **સ્થાનિક સ્વરાજ્યઃ**— (૧) સ્થાનિક સ્વરાજ્યનો અર્થ અને ઇતિહાસ. (૨) સ્થાનિક સ્વરાજ્યનું બંધારણ (અ) સ્થાનિક સ્વરાજ્યનો હક કોને બક્ષવામાં આવે છે. કેટલા લોકની ચુકત સભાસદો રાખવામાં આવે છે, તેમને કેવા પ્રકારનો હક હોય છે, ચૂંટણી કેવી રીતે અને કેટલે વર્ષે થાય છે, મત આપવાનો હક કોને હોય છે, વિગેરે (૩) સ્થાનિક સ્વરાજ્યના ફાયદા. (૪) સ્થાનિક સ્વરાજ્યનું પ્રચલિત સ્વરૂપ સર્વાંશે સંપૂર્ણ છે ? શી ન્યુનતા છે અને શા સુધારા થવા જોઇએ. (૫) ઉપસંહાર.

**(૫) કુટુંબ સુખની પરિસીમા રંક અવસ્થામાંજ ભોગવાય છે:**-(૧) કુટુંબ સુખની વાખ્યા. (૨) કુટુંબ સુખના સાધનો. (૩) કહી અવસ્થામાં એ સાધનો મળે છે-રંકાવસ્થામાં કે ધનાઢ્ય અવસ્થામાં (૪) ઉપસંહાર.

**(૬) અત્યાચાર અનિષ્ટ છે:**—(૧) અર્થ. (૨) અત્યાચાર શા માટે અનિષ્ટ છે. (અ) સદગુણ હમેશાં મધ્યાવસ્થામાંજ ગણેલો છે. અને અંતિમ દશામાં હમેશાં દુર્ગુણ ગણાયલો છે. ઉપવાસ અને અતિહાર બેઉ ખોટાં; પરંતુ મિતાહાર યોગ્ય. બહુ ખર્ચ કરવાની ટેવ તેમજ કંજુસાઇ ખોટી; પરંતુ કરકસર સારી. (બ) અત્યાચાર નિરંકૂશ બનાવે છે. અત્યાચારી આત્મસંયમી હોતા નથી. (ક) મધ્યમ માર્ગમાં કશો ભય નથી. અત્યાચાર માં ઘણી ભૂલો થવાનો સંભવ છે. ઉપસંહાર.

**(૭) જ્ઞાતિબંધ:**-(૧) જ્ઞાતિઓનું બંધારણ (અ) કેટલી જ્ઞાતિઓ છે, તેમાં શો ભેદ છે, એક બીજામાં શો ફેર છે વિગેરે. (૨) જ્ઞાતિ બંધન લાભકારક છે કે ગેરલાભ કર્તા છે ? (અ) લાભ અથવા ગેરલાભ; રાષ્ટ્રીયજીવનપર જ્ઞાતિબંધની અસર-આપણી ઔદ્યોગિક વૃદ્ધિપર તેની શી અસર છે. વિગેરે (૩) જ્ઞાતિબંધ કહાડી નાખવા જોઇએ કે કાળને યોગ્ય નવું સ્વરૂપ આપી જ્ઞાતિઓની વ્યવસ્થા સુખકર કરવી જોઇએ. (૪) નિર્ણય.

**(૮) સ્વતંત્રતાઃ**-(૧) વ્યાખ્યા. (૨) સ્વતંત્રતાની તીવ્ર ઇચ્છા મનુષ્યને સ્વભાવ સિદ્ધ છે. (૩) (અ) સ્વતંત્રતા શેમાં છે. નિરંકુશ થવામાં સ્વતંત્રતા છે ? (બ) ખરી સ્વતંત્રતા શું ? ૪. સ્વતંત્રતા કેમ મેળવી શકાય ? (૫) ઉપસંહાર.

**(૯) નવલકથાઓ વિદ્યાર્થીઓએ વાંચવી નહિઃ**- (૧) નવલકથાઓ સાધારણ રીતે કેવા પ્રકારની હોય છે, તેમાં શા વિષયોની ચર્ચા કરવામાં આવેલી હોય છે ? (૨) નવલકથા વાંચવાથી વિદ્યાર્થીઓને શા લાભ થાય છે ? (૩) શા ગેરલાભ થાય છે ? (૪) લાભાલાભનો વિચાર કરતાં શું નિર્ણય પર આવી શકાય ?



# निबंधना विषयो.

૧. "અસંતુષ્ટ વૃત્તિ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે."
૨. "મર્ત્ય જીવન કેરો પંથ કંટક ભરીયોરે,
હેનો નાવે સુખમય અંત કેમે કરીયોરે."
૩. "જીવન દોરી બનત અકારી પ્રેમ સંયોજિત હોત નહિ તો."
૪. "છે વૈરાગ્યજ પ્રેમ; પ્રીતિ સુખ છે; પ્રેમી વિરાગી ખરો."
૫. "પૈસો પૈસાને પેદા કરે છે."
૬. "સુખદુખના પટ કેવળ એકરંગી કવચિતજ હોય છે."
૭. સાહિત્ય અને પ્રજાજીવન.
૮. કવિતા.
૯. "પોતાનું માણુસ મળ્યું એટલે દુઃખીના દુખના બારણાં ઉઘડી જાય છે."
૧૦. "ઇશ્વર અનાથનો બેલી છે."
૧૧. "મનની મ્હોટાઇ કઠીનતામાં નથી, પણ કોમળ હોવા છતાં સંસારના ઘા સ્હેવામાં છે."
૧૨. "સારૂં પ્રારબ્ધ સંચિત કરવાનો માર્ગ ઇશ્વરના ઘરમાં સર્વને છે."
૧૩. શિવાજી.
૧૪. અકબર.
૧૫. પ્રહલ્લાદ આખ્યાન.
૧૬. ધ્રુવાખ્યાન.

૧૭. પ્રતાપ.
૧૮. નરસિંહ મ્હેતા.
૧૯. મિરાંબાઇ.
૨૦. વર્ષારંભ.
૨૧. ગોકુલ અષ્ટમિનો મેળો.
૨૨. પ્રદર્શનોથી થતા લાભ.
૨૩. રૂઢી.
૨૪. વિધવા વિવાહ.
૨૫, વિદ્યાર્થીજીવન.
૨૬. આગગાડી,
૨૭. ટપાલ ખાતું.
૨૮. પાશ્ચાત્ય કેલવણીથી આપણા પર થતી અસર.
૨૯. સાવિત્રી ચરિત્ર.
૩૦. શ્રી કૃષ્ણ,
૩૧. શ્રી રામચંદ્ર.
૩૨. ધર્મ અને વ્હેમ.
૩૩. મૂર્તિ પુજા.
૩૪. શૌચ.
૩૫. "ભલે પધાર્યા લક્ષ્મી બાઇ.
સગાં સબંધી આવે ધાઇ."
૩૬. "દુઃખી જનોને દુઃખી જો મળે છે.
સંતાપ એનો અરધો ટળે છે."
૩૭. નીમ હકીમ ખતરે જાન.
૩૮. પુત્રના લક્ષણ પારણામાંથી.

૩૯. લગ્ન અને પુનર્લગ્ન.

૪૦. ભલાઇમાંજ સુખ છે.

૪૧. ચારિત્રનું બંધારણ.

૪૨. સ્વચ્છતા,

૪૩. ન્યાય અને પક્ષપાત.

૪૪. નાગરિકનાં કર્તવ્યો અને હકો.

૪૫. અધુરો ઘડો છલકાય.

૪૬. સગી સાંજનો દેખાવ.

૪૭. વર્ષા ઋતુમાં પ્રાતઃકાળનો દેખાવ.

૪૮. આપણાં મંદિરો.

૪૯. હીંદુસ્તાનની રાજ્યવ્યવસ્થા.

૫૦. દેશી રાજ્યો.

૫૧. આપણે ઇંગ્રેજોના કયા ગુણોનું અનુકરણ કરવું ?

૫૨. જનસમાજપર કવિઓની અસર.

૫૩. કવિઓ પર જનસમાજની અસર.

૫૪. “જ્ઞાતિ કેરા કોટડા, પાડયા નહીં પડંત.”

૫૫. અહિંસા પરમો ધર્મ.